

સતી

# લીલાવતી



નાટક-પંચાંકી.

વેશ્યા અને મદ્ય નિષેધક શૃંગાર અને કરૂણા
રસ પ્રાધાન્ય.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા. કેશવલાલ સવાઈભાઈ
ઝવેરી બહાદુરવાળા.
ઠે. રીચીરોડની સડકપર—અમદાવાદ.

---

મૂલ્ય બાર આના.



સતી

# લીલાવતી

નાટક પંચાંકી.

વેશ્યા અને મદ્ય નિષેધક શૃંગાર અને કરૂણા રસ પ્રાધાન્ય.

રચનાર.

વૈદ્ય. ધીરજરામ દલપતરામ સુરતવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. કેશવલાલ સવાઇભાઇ

સમશેર બહાદુરવાળા.

ઠે. રીચીરોડની સડકપર—અમદાવાદ.

સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપ્યા—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી પ્રત ૩૦૦૦

સંવત ૧૯૬૯—સને ૧૯૧૩

મૂલ્ય ચાર આના.

# પ્રસ્તાવના.

આ નાટક લખવાનો મુખ્ય હેતુ એટલો જ છે કે, મા બાપે એ નાનપણથી છોકરાને કાબુમાં રાખી હમેશાં નિતી યુક્ત ઉપદેશ કરવો, જેથી જુવાનીમાં તેઓ સારે રસ્તે ચાલી આ સંસાર રૂપી સમુદ્રની મુસાફરી પુરી કરી આખરે તે જગકર્ત્તાના અમર પદનો આનંદ પ્રાપ્ત કરે.

લીલાવતીના સંગીત નાટકો જૈન રાસાને આધારે કેટલાક લખાયેલા છે, તે નાટક સાથે આ નાટકને કશા પ્રકારનો સંબંધ નથી, આ નાટકમાં કોઇ પણ ઇતીહાસીક બાબત નથી. પરંતુ માત્ર કલ્પીત લખવામાં આવ્યો છે, પરંતુ એમાં નીતી, ધર્મ, જ્ઞાન, સદાચાર, વીગેરેનો સમાસ કરવામાં પુરતુ લક્ષ દેવામાં આવ્યુ છે.

ભાષાના સંબંધમાં ઘણા વિદ્વાનો એવુ સમજે છે કે, ભાષા જેમ ઉંચી લખાય તેમ સારૂ, પરંતુ ભાષા એવી હોવી જોઇએ કે સામાન્ય લોકો પણ સારી રીતે સમજી શકે, અને પુસ્તક રચવાનો હેતુ ફળીભુત થાય,

છેવટે વિદ્વાન વાંચક વર્ગને વિંનતી કરવાની કે હું કંઇ વિદ્વાન માણસ નથી, જેથી ભુલ ચુક સુધારી લેવાની કૃપા કરવી.

લી. કર્તા.

ધી—હ—વૈદ.



# સતિ લીલાવતી નાટકના પાત્રો.

શુત્રધાર.....................નાટયકાર.

વિદુષક......................મસકરો.

નટી......................સુત્રધારની સ્રી.

પ્રતાપચંદ્ર...............સુર્યપુરનોનગરશેઠ.

ગુણવંતી ...............નગરશેઠની સ્રી.

મદન ચંદ્ર ............નગરશેઠનો પુત્ર [ નાયક ]

કમળા.....................નગરશેઠની પુત્રી.

વીનોદચંદ્ર.............વટપુરનો સાહુકાર

મેનાવંતી..................તેની સ્રી

લીલાવતી.................તેની પુત્રી ( નાયકની સ્રી )

સખીઓ....................લીલાવંતીની સખીઓ.

ગપ્પીદાસ }
છળદાર } ................મદનચંદ્રના મીત્રો.
ફુરચંદ }

કુંદકળા.......................ગુણકા

માલણ, હજામ, બ્રાહ્મણ, ભયો, ગાડીવાન, ચાકર ને

સ્રીઓ, રાજા પ્રધાન, સીપાઇ, વીગેરે.



ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય ૪૫૮૪
અમદાવાદ
ગુજ... ...રાઈટ સંગ્રહ

# સતીલીલાવતીનાટક!

## અંક પહેલો.

---

### પ્રવેશ પહેલો

સ્થલ—રંગભુમી.

**સુત્રધાર**—( પ્રવેશ કરીને ) પ્રિય સજજનો આજ આપના પધારવાથી આ રંગભુમી દેવી દે, દીપ્યમાન દેખાય છે, શું તે જગ નીયંતાનો આપણા ઉપર થોડો ઉપગાર છે,

ગીતી.

રવી શસી જેણે કીધ, અગ્નિ વિસે, સૈ વનસ્પની કેવી;
રતુ નીયમીને આવે, ગગનગતી શી, કરતાનિ એવી.

અરે ! ! પણ હજુ પ્રાણ પ્રિયા કેમ નહી આવી.

**નટી**—પ્રાણનાથ આ આવી, શી આજ્ઞા છે.

**સુત્રધાર**—પ્રિયે તું શું નથી જાણતી, કે આજે આપણે આ જગ્યાએ શ્રી સુર્યપર નીવાસી વૈદ્ય ધૈર્યકૃત સતી લીલાવતીનો નાટ્ય પ્રયોગ આ સભાજનોની સમક્ષ ભજવી બતાવવો છે.

**નટી**—હા, તે હું જાણું છું; મને શી આજ્ઞા છે ?

**સુત્રધાર**—આપણું ધારેલુ કાર્ય નીરવીઘ્ને પાર પડે તેમાટે પ્રથમ તે જગ નીયંતા પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઇએ, અને તે હું

તારા મધુર સ્વરથી આ શ્રોતાજનો સમક્ષ કર એજ મારી આશા છે.

નટી—જેવી પ્રાણેશ્વરની ઇચ્છા.

( ગાયન રાગ ધનાશ્રીની ચાલ )

નટી—પ્રભુ નમન કરૂં, ઉરધ્યાન હું ધરૂં.
પરંતુ આ પ્રભાવ, તારો શી રીતે સમરૂં. ( ટેક )
પરમ સહાયક પ્રભુતું અંતર તુજ વીશ્વાસ,
આશ્રય તારો એક ખરો છે, અવર નહી લવ આશ. પ્રભુનમનકરૂં.
અખંડ ભક્તી આપતું મુજને, અહો દેવાધી દેવ;
એક પૂર્ણ માનીનીજ મનમાં, કરૂં ભાવથી સેવ. પ્રભુનમનકરૂં.
આય થઇને આર્યકાર્યનું, ભુલ્યા ભાન અમાપ;
એ માટે ધન સહ વિદ્યાનું રહસ્ય હોરામાં થાપ. પ્રભુનમનકરૂં.
સત્ય ગુણાકર તું ગુણદાતા, વિશ્વ વિનોદય નાથ;
ધીરજ વંદી એ માગે છે, જોડીને બે હાથ. પ્રભુનમનકરૂં.

સુત્રધાર સહવાસ પ્રિયા, તેં વચનને અનુસરીને ઘણીજ શરથ આ ર્યંના કરી,

વિદુષક—( પ્રવેસ કરીને) ઓહો હું ક્યાં આવી પોચ્યો, તેની પણ મને ખબર રહી નહીં; ( સુત્રધાર સામુ જોઇને)આ વકીલ જોડ પાણ ઉભેલા છે, લાવોની પુછીયે તો ખરા, જવાબ દેતો ઠીક નહીતો બંદાની મી આબરૂ જવાની હતી ( ધાટોપાડીને) કેમ ભાઇ આજે કંઇ આ જલ્ય.એએએ.

સુત્રધાર—( ચોકીને ) ગાણુ ભાઇ ?? તુ કોણુ છે ?અને આ જગ્યા એ આટલી વખતે કેમ આવ્યો છે, ?

વિદુષક—મને પુછો છો, અને તમો કોણ છો, તે તો કેતા નથી ત્યા રે આ બંદા કંઇ એવા ભોળા નથી. કે તમને પ્રથમથીકહી દે.

સુત્રધાર—ને ભાઇ રાત થોડી ને વેસ ઘણા કે કેવત મુજબ મારે અત્યારે ઘણું કામ છે, માટે વધારે ટાયલુ કરવાનો વખત નથી.

વિદુષક—હે વેસ ? ? શું આજે અહીયા ભવાઇ થવાની છે ? કેશું જો તેમ હોય તો બંદા, તેના તો બહુ સોખીન છે.

આ ત્યારે બેઠા, ( બેસે છે

સુત્રધાર—અરે ભવાઇ કેની અહીયાંતો આજે નાટક થવાનો છે.

વિદુષક—ત્યારે, તે વળી વગર ભુંગળની ભવાઇ નાટક ન ભવાઇમાં વળી ફેર શું છે! પેલામાં ભુંગળ વાગે અને આમાં નહી એ જ કે બીજો કંઇ છે.

સુત્રધાર—ભાઇ ગમે તે ગણુ મને હવે રોકાવાનો વખત નથી માટે તરૂં નામ શું તે કહે.

વિદુષક— દોહરો.

બીક્ષાને ભોજન વિના, બ્રાહ્મણને શો દુખ:
કહે રંગલો જાત મમ, સુત્રધાર તુ સુણ

સુત્રધાર—વારૂ ઠીક છે તુ પણ મને કામ લાગે એવો માણસ છે.ચાલ પ્રીયા, હવે નાટકની શરૂઆત કરીયે ( જાય છે )

---

## પ્રવેશ. ૨ જો

### સ્થલ, પ્રતાપચંદ્રની હવેલી.

પ્રતાપચંદ્ર—કેમ પ્રીયા; હવે મદનચંદ્ર નીશાળે જાય છે ?

ગુણવંતી—સ્વામીનાથ હવે એ મોટો થયો હવે નીશાળે શું કામ છે ઘેર માસ્તર રાખ્યો હોય તો બબે ઘડી તેની પાસે ભણે, પણ હવે તો એની વહુને તેડાવો તો સારૂં.

પ્રતાપચંદ્ર—મારો પણ એજ વીચાર છે, જોગ ને સોક્ષાણી અં

શો દીવસ જોઇને આપણા ગોરને વહુને તેડવ મોકલીયે કેમ ઠીક કે નહી.

કેશવો—છેન છાપ આપણાં જોડી આવેલા તે કે કે છેતને કે, તે હું કેશ આવેલો.

ગુણવંતી—વાહ!! જોસી પણ ઠીક વખતે આવી પોચ્યાને, જા કેશવા જોસીને બોલાવ કે શેઠ બોલાવે છે.

કેશવો—વાર સેતાની સાહેબ આયાયસો ( જાય છે. )

જોસી—( પ્રવેશ કરીને ) આયુશમાન રાજા જજમાન રાજાની જયણા એ આશીરવાદ રાજાધીરાજ.

પ્રતાપચંદ—જોસી મહારાજ આપ ઠીક વખતે આવી પોચ્યા હવણાં તમને બોલાવવા મોકલવાનોવીચાર હતો એટલે તો તમેજ પધારયા.

જોસી—કેમ રાજા શું કામ છે કોતી?

પ્રતાપચંદ, ગાયન.

રાગ ઓખાહરણનો.

સુણો જોસીજી કહુંછું વાત, લક્ષ દઇને સાંભળજો તાત;
રૂડું મુરત જોઇને આપો, દુઃખ હમારી જાતનાં કાપો,
કહીયે વટપુર રૂડુ ગામ, વસે વેવાઇ તેણે ઠામ;
વહુને કરવા જાવું છે અણું, એછે શુભ મારે ઘેર ટાણું;
ગુણવંતી લીલાવતી બાઇ, કરી મદનશુ મેંતો સગાઇ;
માટે મુરત રૂડુ આપો, કરો કરવા ઘટે જે જાપો;

ગુણવંતી—જોસી મહારાજ મુરત એવું સારૂ જો જો કે કોઇ જાતની હરકત આવે નહીં;

જોસી—કંઇ ફીકર નહી ( એમ કહીને આંગળીના વેઢા ગણે છે ) સાંભળો.

**પ્રતાપચંદ્ર**–કહો મહારાજ જાણએ ?

**જોશી**— ગાયન.

( અરે લાલદેવ ધર્મ તરફ જતદીઆ ) એ રાગ.

સુણો સેઠ કહું છું હું વાત ખરી, જોયુ મુર્હ્ત મેંતો રીતેથી કરી;
કહુ તીથી રૂડી જે સારી કહી, દશમ સુદની આવે જે આશો મહી;
રૂડો વાર વેગ ગુરૂ ધારજો, ખરો એ દીવસ છે રૂડો માનજો;
પુછોછો તો કહુંછુ હું વાત ખરી, ખરૂ છે મુરત નવસસે જરી;
થસે સુખી વહુને કહુ વધારે, રૂડી રીતે કારજ તમારૂ સરે

**પ્રતાપચંદ્ર**-ચાર જોશી મહારાજ માફ કરજો, હાં આ દક્ષણા ( આપે છે )

**જોશી**–સાંવો રાજમોરાજ કલ્યાણ મસ્તુ ( દક્ષણા લે છે )

**ગુણવંતી**-ત્યારે પ્રાણનાથ, ચંદેરા ઉંપર વહુ આવા જોઇયે એવી રીતે તેડવા મોકલવાની સોઇ કરજો એટલે આપણું સુરત જળવાય;

**પ્રતાપચંદ્ર**–તેનો હું ગોઠવણ કરીશ તેની કંઇ તરે ચીંતા રાખવી નહી લે ત્યારે હવે હું તો દુકાને જાઉં છુ, ( જાય છે )

**ગુણવંતી**— ગાયન.

( લાવણી ) " મુજે છોડ ચલા બનઝારા " ( એ રાગ )

પ્રાણનાથ વિના ધારધારી, કેમ રહી શકુ હુ નારી, ( ટેક )
સ્વામી સેવા છે સૌથી સારૂ, લાગે તે વિણ સઘળું ખારૂ;
પતીવ્રતાની વાત વિચારી, કેમ રહી શકું હુ નારી.
ધરમાચરણ મેં જે ધાર્યું, પ્રાણ થકી તે કેમ વીસારૂં;
વાર મોક્ષની વાત વિચારી, કેમ રહી શકું હું નારી.
નિત્ય નિયમ હું સારા કરતી, પતિવ્રત સદા આચરતી
પ્યારા પતીનું પ્રીય વિચારી, કેમ રહી શકું હું નારી,

**કેશવો**–બાઇ બાજ રસોઇઓ તમુને બોલવે હે.

**ગુણવંતી**–જા કે, કે, આવે છે.

**કેશવો**–વાર, બાઇ બાજ;

**ગુણવંતી**–સ્વામીનાથ તો ગયા, મને એમના વગર જરા પણ ચેન પડતું નથી, લીલાવતીને તેડવા ગોરને મોકલવો જોઇએ કારણ મુરત ગાને આવ્યું છે માટે મોકલવાની તઇયારી કર (જાયછે.

---

## પ્રવેશ ૩ જો

### વડ પુરમાં વિનોદચંદની વાડીમાં બંગલો.

**વિનોદચંદ**–પ્રાણપ્રિયા હવે લીલાવતીના અભ્યાસ પુરો થયો કે નહી ? આપ વિચાર પ્રમાણે હવે એને સાસરેથી થોડા દીવસમાં તેડુ આવશે ખરૂ,

**મેનાવંતી**–પ્રાણનાથ લીલાવતીનો સઘળો અભ્યાસ હવે પુરો થઇ ગયો છે, હુ પણ એમ ધારૂ છુ કે તમારા ધારવા પ્રમાણે તે ડુ આવશે ખરૂ

**વિનોદચંદ**–ઠીક છે લીલાવતીને માટે ઘુગડાં વિગેરે જે જોઇએ તેની તઇયારી કરી રાખજો કે તેડુ આવે આપણુને અભરામણ નહીં થાય.

**મેનાવંતી**–તે તો સઘળી તઇયારી મેં અગાઉથીજ કરી રાખી છે. એટલે તે વાતની તો કસી ચીતા નથી પણ આજે લીલાવતીએ પોતાની સખીઓને ગરબે રમ્બા તેડાવી છે, માટે તેને માટે કંઇ સારી લાહાણી મંગાવજો.

**વિનોદચંદ**–શું આજે આપણી વાડીમાં લીલાવતીએ ગરબો રેહ્યો છે, ઘણી સારી વાત છે, લાહાણીને માટે સાડીઓ મંગાવું તો ચાલશે કે ની ?

મેનાવંતી—હા, સાહીઓ ચાલશે,

લીલાવતી—( પ્રવેશ કરીને ) માજી પ્રણામ કરૂંછું ગરબાને માટે તો માગી શી આજ્ઞા છે. ?

મેનાવંતી—સુખેથી આજે ગરબે રમજે મેં તારા પીતાને કહ્યું છે, તેણે સાહેલીઓ મંગાવી છે, તે લાહાણીઓ વેહેંચજે અને વાડીમાં તારે જે ગોઠવણ કરવી ઘટે તે પ્રમાણે આપણા માણસ પાસે અગાઉથી કરાવી રાખ હું જાઉછું. ( જાય છે )

લીલાવતી— ગાયન

વૈદર્ભી વનમાં વલવલે, ( એ રાગ )

મદન પીડે હવે મુજને, તેનો શુરે ઉપાય;
પીયુ મળે જો પ્રેમથી, તોતો દુર પળાય. મદન પીડે.
અંગે અંગ વ્યાપી રહ્યો, માહા મદનનો માર,
અનંગ બળે અંગોઅંગમાં, કરૂં શુરે ઉચ્ચાર. મદન પીડે.
પીયુ વસે પરદેશમાં, દુરપંથ છે ગામ;
રક્ષા કરો પ્રભુ માહરી, આપો દાસીને હામ. મદન પીડે.

( મુર્છા ખાય છે )

સખી— સાખી

શું થયુ તુજને બેનડી, પડી તું ધરણીમાંય;
રક્ષણ કરશે તાહરૂં, જે છે જગનો રાય.

( લીલાવતીને પાણી છાંટી જાગ્રત કરે છે. ]

લીલાવતી—બેન તું ક્યારે આવી ?

સખી—સખા હું તો ક્યારની વાડીમાં ફરૂંછું પણ તું તારા પતીના પ્રેમના તાનમાં ગુલતાન હતી, જેથી વિચાર્યું કે એમાં ભંગાણ પાડવું એ મારૂ કામ નહી પણ બેન જરા મનને દૃઢ રાખો કારણ હજુ તો તમે તેને એકેવાર લગન પછી મળ્યા પણ ન

થી છતાં આટલો બધો તનમાં પરીતાપ કરવો એ ઠીક નહી.

**લીલાવતી**-બેન હું શું કરૂં.

ગાયન

( નટવર વસંત થૈથૈ નાચી રહ્યા ) એ રાગ.

સખી મદન વસંત જેની વ્યાપી રહ્યો,
વ્યાપી રહ્યો, જગ જગાવી રહયો. મદન વસંત જેની.

સાખી.

કોગલ ટઉકે જો સખી, ને ગાજે ઘનઘોર:
બોલે છે ઉદ્યાનમાં, પશુ પંખીને મોર.
મદન વસંત જેની વ્યાપી રહયો, વ્યાપી રહયો જગજગા.

સાખી

જો વેલી વીટલાય છે, આ તરૂવરની સાથ;
નવયોવન એ વેલડી, પતીને ભરતી બાથ
મદન વસંત જેની વ્યાપી.

સાખી.

જો ખીલ્યા બટ મોગરા, જાઇ જુઇ હરીયાર;
ભ્રમર ગુંજે છે તે પરે, લેતા પરીમળ સાર.
મદન વસંત જેની વ્યાપી રહયો.

સાખી.

આ વાડી છે આપણી, ચાલો ફરીયે આજ.
ગરબા રૂડા ગાઇશું, ને ખાશું ફળ ખાજ.
મદન વસંત જેની વ્યાપી રહયો.

**સખી**—ચાલો આપણે બગલામા બેસીયે પણ બેન તારૂ મન આજે બરાબર પ્રફુલ્લીત દેખાતું નથી માટે તને ખુશ કરવાને હું એક ગીત ગાઉ તે સાંભળ.

લીલાવતી-વાહ ! ત્યારે તો ઘણું શાક ઓઝની બેન,

સખી- ગાયન

રાગ કાફી-વસંત

વસંતની સોભા છે ન્યારી, ન્યારરે વસંતની લીલા છે ન્યારી.
નાજુક ફુલો પર્ણ સંગ મોબે, શુદ્ધી લેઇ છીનાવી.
સુર્યના કીરણ રસને વધારે, સર્વ જણા મન હારી.
એ ધારો વિચારી, વસંતની લીલા છે ન્યારી.
મેના પોપટ મધુરજ બોલે, કહે મનુસ્યો વિચારી.
એ સઘળી ચીજ સાથેરે જોતાં, આવે યાદ આભારી.
ઇશ્વરની છે બલીહારી, વસંતની લીલા છે ન્યારી.

લીલાવતી-વાહ ! તેં પણ સમયને અનુકૂળ ઘણુંજ સારૂં ગાયન ગાયું, પણ સખી હવે આપણે ગરબાની તઇયારી કરવી જોઇએ ચાલ જોઇએ ચોકમાં બધી સામગ્રી તઇયાર થઇ કે નહી તે જોઇએ.

( બન્ને જાય છે )

બ્રાહ્મણ—ચલી ચાલીને થાક્યો, પેટમાં ભુખ પણ લાગી છે, માટે જરા આ વાડીમાં જઇ હાથ પગ ધોઇ થોડીવાર વિસામો લઇ પછી વિનોદચંદ્રનું ઘર સોધી કહાડીશું એટલે કંસર ઘીના થશે, આ વાડી પણ ઘણી સરસ છે, જોઉતો ખરે.

( વાડીમાં ફરે છે )

ગાયન

રાગ ગુરૂઓવીંદના મહીનાનો.

વાહ વાહરે વટપુર સ્થાન, સોભા સારીરે;
સર્વોપરી સુસોભીત ઓટ. છે સુખકારીરે.
જોતાં હર્ષ ઘણી રૂજકાય, આવે વાર્ધારે:

આતો વાડી દીસે અદ્ભુત, છે સુર સાથીરે.
જુઓ વૃક્ષ ઘટા ચોદીશ, કેવી સોભેરે;
જોઇ માણસ માત્રનું મન, અતીશે લોભેરે;
હેમ કુંડ અને મણી સ્થંભ, હાર બે બાજુરે;
તેમાં અંતર એકને એક, વૃક્ષ બીજાપુરે
પારીજાતક સાથ અશોક, સોભે સારારે:
સહાકાર ફળે નીજ પુષ્પ, ન્યારા ન્યારારે.
કુંડ મધે લઘુ લઘુ વૃક્ષ, કુસુમ કેરારે
તેમા ભીન્ન પ્રકારના ભેદ, વૃક્ષ ઘણેરારે:
કેવી ઘટા થઇ મનહેર, વૃક્ષના જુથેરે
તેમાં ઉજવળ નીર્મળ અંશ, કલ્પ કુશુમેરે:
શા રસ્તા કર્યા સુવિશાળ, સડક શી કાંધારે.
તેમાં પાદથી ચાલવા કાજ, હાર બે લીધારે;
રસ્તે રેતી જુઓ હિમરૂપ, શોભતી સારીરે,
પંચેન્દ્રીયો વીશે મનઉન, લેજો ધારીરે;
હીરા માંણેક કાંગરે કોર, કોટ ચણાવ્યારે.
તેમાં સ્ફટીક અંતર ઓળ, રત્ને જડાવ્યારે;
અહા ! ઝળહળ જ્યોત પ્રકાશ, ઘણી મન લાગેરે.
નિશા પડે નહીં કેરે, દીશ પુરકે પાગેરે;
ઘણાં ચંદન કાષ્ટના દ્વાર, ખાટે ઘડીયારે.
મોટા માણેક સોને સવ, સાથે મઢીયારે;
તરીયા તોરણ લટકે દ્વાર, મુક્તાફળનારે.
હીરા માણેક લાલ ઝવેર, મણી માંહી મળતારે;
દીવ્ય દેવતણું આશું ! ધામ, સાચે સાચુરે.
જોઇતા અંતર મારે આજ, ઘણું હું રાચુરે;

આહાહા ! ! ! આતે કોની વાડી હશે ? વાડી જોતાં જોતાં તો મારો થાક પણ ઉતરી ગયો, અને ભુખ પણ ભાગી ગઇ, હવે જરા બેસુતો ખરો આ વાડીમાં વળી આપણે ક્યારે બેસાશું.

( બેસે છે અને ખાવાનુ ખાય છે )

લીલાવતી તથા સખીઓ ગરમો ગાય છે.

ગાયન

ગરબો-( જોયુ જોયુરે કોલાપુર શહેર ) એ રાગ

દુખકારી છે પ્રીતની રીત, કોઇ નવ કરશોરે;
રડી રડીને ખોસો પ્રાણ, કદી નવ ઠરશોરે.
જુઓ પંતગડો દીવા જોઇ તનમન પ્રીતે ધાયરે;
કુર દીવા તણા કાજ તે, ભસ્મ બળીને થાય-કોઇ નવ કરસોરે.
નાદ તણી પ્રીત હરણ કરે છે, પ્રીત ખરી નીરધારરે;
જાળ પસારી રંગ ફસાવી, મારી નહે સંતોપ-કોઇ નવ કરશોરે.
પ્રીત કરે છે ભમર કમળની, તેમાં લપટાઇરે;
સાંજ સમે જો ફુગે બીચારો, મરે નીસે ગુંગુલાઇ-કોઇ નવ કર.
ચકોર પક્ષી ઉડે ગગનમાં, કરી ચંદ્રની પ્રીતરે;
વદન પછાડી મરે બાપડો, આશી પ્રીતની રીત-કોઇ નવ કર.
જળથી પુર સરોવર જોઇ, હંશ લગાડે માયારે;
ધીરજ જ્યારે સુકી ગયુ જળ, અંતે તજી સિધાયા-કોઇ નવ કર.

સખીઓ—વાહ વાહ ! ! ! આજનો રંગતો ઠીક જામ્યો

એક સખી-બેનો તમે જાણો છો કે આજકાલ લીલાવતીની સ્થીતી કંઇ ઓરજ દેખાય છે, ગરમો પણ કેવો સરસ ગવાડયો તમે સમજીઓકે નહી ?

બીજી સખી-એતો બેન હમે કયારના સમજી ગયા છઇએ, પણ એ તો હોય આજ એને તો કાલે આપણે.

## ગીતી.

તનનો વ્યાધી મીટાડે, વસુધામાં એવા વૈદ મળે,
મદન વ્યાધી મનનો તો ટળે, ખરે જો અનુભવી વૈદ મળે,

શ્રીજી સખી-બેન લીલાવતી હવે હમને રજા આપો તો ઠીક, વળી કાલે મળીશુ.

લીલાવતી-હા, બેન કાલે જરૂર વેલાં આવજો મને તમારા વગર જરા એ ગોઠતુ નથી પણુ શું કરૂં.

સખીઓ-નાના બેન સોચ કશો કરશો નહી એતો કાલે પાછા મળીશુ અને રૂડા ગીત ગાઇ આ વાડીમાં રમીશુ ચાલો રજા (જાયછે)

લીલાવતી—રાત પણ ગઇ છે, માટે હવે તો પીતાજી અને માજી રાહ જોતા હશે માટે હવેતો જાઉ ( જાય છે. )

બ્રાહ્મણ-અરે રામ હુતો જરા આડો પડયો એટલામાં ઉંઘી ગયો, ચાલ રામ, આ વાડીમાંથી જલદી નીકળી જાઉ નહીતો કોઇ ચોર સમજીને કુદાપાક જમાડસે અત્યારેતો ગામની ધર્મશાળામાં સુઇ રહીશ અને સવારને પોર વિનોદચંદ્રનુ ઘર સોધીને કાગળ આપીશું. (બ્રાહ્મણ જાયછે.)

---

## પ્રવેશ. ૪ થો

### સ્થલ સુર્યપુરનો રસ્તો.

છળદાસ—અલ્યા કુરચંદ આજે મદન હજુ કેમ નહી આવ્યો હોય

ગપીદાસ—આજે બપોરે મને મળ્યો હતો તે કે તો હતો કે બરાબર નવ વાગતા પછી આવીશ હવડે વાગ્યા કેટલા ! તે તો જુએ.

ફુરચંદ—હજુ નવમાં દશ બાકી છે આવશે અરે,

છબીદાસ—આજતો એને પેલી કુંદકળીને ત્યાં લઇ જઇ ખુબ દારૂ પાવો અને ગજવાં તપાસી લેવા સમજ્યા કે નહી !

ગપીદાસ—અરે કુંદકળીની મજામાં પડશે એટલે બધું ભુલી જશે હું આજે બપોરે કુંદકળીને ત્યાં જઇને કહી પણ આવ્યો છું કે આજે તારે શાર અચ્છુ બકરૂં લાવીશ, પણ તેમાં હમારૂં વી. લોવીશ.

ફુરચંદ—એ પણ ઠીક બાજી સાધી છે, જુઓ પેલો મદન આવે.

મદન—કેમ મીત્રો બધાએ આવી પોચ્યા છો કે ?

બધાએ—હા શેઠજી, તમારી ક્યારની રાહ જોઇએ છઇએ કે ભાઇ હજુ કેમ નહી આવ્યા.

મદન આજે જરા ઘરમાં પંચાત હતી, તેથી વાર લાગી.

છબીદાસ—શી પંચાત હતી કે તમારે રોકાવું પડયું ?

મદન—આજ હમારા ઘરના મુનીમે તીજોરી તપાસી તેમાં ચાર હજારની થેલીઓ ખુટી, તેને હું શું કરૂં.

બધાએ—એ તો એમજ તમારે ત્યાં એટલામાં શું ખોટ પડવાનોહતો

ગપીદાસ—ચાલો ત્યારે આજે તો પેલી નવી ગુણકા આવીછે તે બહુ અચ્છી ગાનારી છે, પણ ખુબ સુરત માટે આજે જો બધાનો વિચાર થાય તો તેને ત્યાં જઇએ.

મદન—બધાના વિચારથી હું કાંઇ જુદો છું ચાલો બધાના વિચારે મારો વિચાર.

બધાએ—હા હા, ચાલો આજે તેને ત્યાં જઇએ તે ઠેકાણું છે. તેતો જોઇએ. (બધાએ જાય છે )

## પ્રવેશ ૫ મો.

### ગુણકાનું ઘર.

**દાસી**—આઇએ જનાબ ! ! આઇએ. ( બધા ઘરમાં જાય છે )

**કુંદકળા**—આઇએ, મેહેરબાન, સાજને આછે તો હો. બ્હોત દીનસે આયે, ક્યું હમેરી પરસે મેહેરબાની ઉતાર ડાલી ક્યા ?

**છગદાસ**—નાના એતો હમે હરરોજના કંઇ જતાજ નોતા હમેતે તમારૂ ઘર મુકીને બીજે ઠેકાણે જઇએ. આ હમારા સેઠ છે, ( મદનને બતાવે છે )

**કુંદકળા**—ક્યુ સેઠજી આછે તો હો ? બેઠોજી પલંગપે, એ સબ આપકાજ હે એસા સમજના; જુદાઇ મત રખના.

**મદન**—નાના કઇ ફીકર નહી.

**ગપીદાસ**—કુંદકળા બાઇ આજે તો એવું ઠુમક ગાયન ગાઓ કે આ હમારા શેઠ ખુશી થાય.

**કુંદકળા**—બ્હોત અચ્છા જી ક્યુ સેઠજી ક્યા ગાવે ?

**મદન**—તમારી મરજી પડે તે ગાઓ.

**બધાએ**—હા, હા, કુંદકળાજી, તમારી નજરમાં આવે તે ઉપાડો પછી હમે ફરમાસ કરીશું.

**કુંદકળા**—અચ્છા એસા રખો, મગર કુછ રંગપાણી હોવે જબ તો મજા આવે,

**છગદાસ**—મદનભાઈ પાંચ રૂપીઆ આપો તો ? જા ગપીદાસ ઉચામાં હચો માલ લાવજે.

**મદન**—લ્યો આ રૂપીઆ (ગપીદાસ બાટલી લાવે છે બધા પીએ છે.)

**કુંદકળા**—અબ મેહેજત આયેગી.

ગાયન
( રાગ માંડ ગીતા. )

ગુલાબી મધુપાજો મારા લાલ,
મારા રંગના ભીના મહારાજ
મારા રસીક છબીલારાજ. ગુલાબી મધુપાજો.
કામની કેરા કંથડારે, જોબનીયાનું જોર,
રસીયાનો રસ પ્રાણુ છે રે.
મીઠો મધુનો તોર. ગુલાબી મધુપાજો
એક બુંદ બંદન હરેરે, પ્યાલો હરે સૌ પાપ;
સીસો સ્વરગનો સાથીડોરે,
આપે આનુંદ અમાપ. ગુલાબી મધુપાજો.

છગ્ગદાસ-સાબાસ સાબાસ કુંદકળા ખુબ કરી.
મદન-વાહ ! શું સરસ ગાયન.
ગપીદાસ-ઠીક છે, પણ બીજું એથી સરસ કહાડો મારી જાની.
કુંદકળા-અબ સુનીયે.
મદન-ચલને દો.

ગાયન
( રાગ છબકારીના ઢોલા )

છબકારીના ઢોલા, હાલોની વેલા, ચાલોની મોરા રાજ,
રાજ કરે છે રાજવીને કુંજ, પાણી ભરે પનીયારું;
તું જેરો મુજ સાહેબોરે, મારે છે પ્રેમનો માર. છબકારીના ઢોલા.
સાજન સાજન હું જપું, સાજનું મન ચોર;
જે દીનથી સજ્જન ગયા, તે દીનથી નીંદ કઠોર. છબકારીના ઢોલા.
પ્રીતમ એવું જાણુતી તો, પ્રીત ન કરતી રાજ;
પ્રીતમ, પ્રીતમ હું જપુછું, પ્રીતમ પ્રેમને કાજ. છબકારીના ઢોલા.

પ્રીતમ ગયા પરદેશમાં, પ્રીત પીડે મુજ કાય;
હું અબળા એકલી, મને કોણ કરેરે સ્હાય. છબીલદાસના દોહા.

મદન—સાબાસ, સાબાસ, ખુબ કરી.

છબીલદાસ—દેખો કુંદકળા, અમ સબકુ બરાબર ગુજેરી ભાષા નહી આતી ઉસ લીયે હમતો હમેરી ભાષામેં ખાન કરીગે,

કુંદકળા—છબીલદાસજી મને ગુજરાતી ભાષા ઘણી સારી આવડે છે, કારણ હું અસલ હિંદુજ હતી.

છબીલદાસ—ત્યારે તો ઠીક.

ગરબીદાસ—ભજીઓ આ બોટલીમાં થોડુ રહી ગયુ તે થોડુ થોડુ લઇ લઇએ કેમ છબીલદાસજી.

છબીલદાસ—( ગરબીદાસના કાનમાં ) પેલાને ખુબ આપોની કે આપણું કામ થાય

કુરચંદ—લાવો, લાવો મારી પાસે એ તમારૂ કામ નહી.

( એમ કહીને મદનને ખુબ પાય છે )

ગાયન

( રાગ. અરે લાલદેખ ઇસ તરફ )

છબીલદાસ—ખરેખર આજે બન્યું છેજ કામ,

કુરચંદ—જુઓ જુઓ એના પીણા તમામ;

ગરબીદાસ—કહુંછું હું આજે નથી કાંઇ ખામ,

છબીલદાસ—જોજો જાશે નહી પૈસુંજ સામ.

કુરચંદ—મઇ બાજી આજે નથી કંઇ અરે,

ગરબીદાસ—જોજો જાગે નહી એતો અરે,

કુંદકળા— ગાયન.

( રાગ ઇંદર સભાનો. )

સરમ છે, સરમ છે, કરો આ શું કામ.

લુંટી લીધા એના શું પૈસા તમામ,
તમે નિત્ય કરેછો આવુંજ કામ;
જાઓ અહીંથી આવરે છે તમને શરમ,

ઉપહાસ— ગીતી

કર્યું કામ મુજ સાર. ઠગને આપજો અગાઉનો ધારો;
કરે ક્રોધ શા સાર, આમ ખરે છે તારાને મારો.

કુંદકળા—ના, મારે એવું કંઇ કરવું નથી. જાઓ તમે તમારે રસ્તે એ જ્યારે સાવધ થશે ત્યારે હું એને જવા દઇશ.

ત્રણે—ઠીક છે, ઠીક છે, યાદ રાખજે કે આના પરીણામ કેવા આવે છે, ( ત્રણે જણા જાય છે )

મદન—જરા સાવધ થાય છે, ( આમ તેમ જોઇને ) શું પેલા લોકો મને મુકીને ચાલ્યા ગયા ? ! !

કુંદકળા—તેને તો મે રજા આપી, કારણ તે લોકો ઘણાજ નઠારા છે, માટે તમારે એ લોકોની સંગત કરવી નહી.

મદન—ના, ના, એતો મારાં મીત્રો છે.

કુંદકળા— ગાયન.

( રાગ અનજાનનો )

શું મીત્ર તમારા આવા, બેઠા છે તમને ખાવા;
એ ચોર તણા છે ચોર, નીત્ય કામ કરે છે ઘોર,
લાયક નહી મીત્ર તમારા, શુ મીત્ર તમારા આવા;
તમે હતા નીશામાં પ્યારા, એ ખીશાં તપાસે તમારા,
મે જોયું ખરે તે વારા, શુ મીત્ર તમારા આવા;
હુ નથી જ એવી ઠગણી, મને લાગી છે તમશું લગણી.
કરો પીત્રી મુજ શું પ્યારા, શું મીત્ર તમારા આવા;
અવર પુરૂષ હવે નહી વચ્યું, કહુ સોગન ખાઇને સાચું;

તમે પ્રાણ જીવન છો મારા શું મીજ તમારા આવા.

મદન ગાયન

( રાગ ઉપરનો. )

પ્રિત કરૂં હું તુજથી પ્યારી, જાણું નીરચે કહું આ વારી.
તુંજ રૂપ ગુણ છે ભારી, પ્રિત કરં હું તુંજથી પ્યારી;
તારી અમૃત સરખી વાણી, છે રૂપ ગુણીની તું ખાણી,
છે ગુણ ઘણા હો શાણી, પ્રિત કર હું તુજથી પ્યારી,
છુ વણીક તણો હું તન, મારૂ તુજમાં લાગ્યું મન.
હવે તારૂ છે તન મન ધન, પ્રિત કર હું તુજથી પ્યારી;

કુંદકળા-પ્રીયે જેવી રીતે કહો છો, તેવીજ રીતે પ્રીત રાખશોનો હું આપની સદાની આભારી થઇસ, કારણ જ્યારથી તમે મારે ઘેર આવ્યા ત્યારથી તમારામાં મારૂ ચીત ચોટી ગયુ છે માટે તમે સદાએ મારી પાસેજ રહો.

મદન-પ્રાણ પ્યારી, તુ કહે છે તે વાત ખરી છે, પણ હાલ થોડા દીરસ મને મારે ઘેર જવા આગ્યાદે કારણ એથી આપણને લાભ થસે, હું મારા ઘરમાંથી થોડુ ઘણુ ધરેણું અને નાણું લાવું તો પછી આપણે સુખે ખાઇ પીને મોજ મઝા ભોગવીશુ કેમ ખરૂ કે નહી ?

કુંદકળા-વ્હાલા તમે જવાની વાત કરોછો અને મારા મનમાં કંઇ કંઇ થઇ જાય છે, પણ તમારો એમ મરજી છે તો એમ કરો ( જાય છે )

---

પ્રવેશ ૬ ઠો

વટપુરમાં વિનોદચંદની વાડી અને વેશ્યાનો રસ્તો.

બ્રાહ્મણ-સુર્યપુરથી નીકલ્યાને આજે બરાબર પાંચ દીવસ થયા,

ત્યારે આજે મદનભાટને આસરે પોચીશું હાલે તો થાકયા પાકયા રત પડી એટલે ધરમશાળામાં પડી ગયા, હવે વેળાસર જો વિનોદચંદનું ઘર જડી જાય તો સારૂં જેવી નારાયણની મરજી પેલો હજામ આવે છે, એને પુછીયે એટલે ભાળ મળશે.

હજામ—[ પ્રવેશ કરીને ) ગાયન.

( રાગ. મેરા યાર જમાદાર. )

માહરૂં નામ ભગલો રાત, મુજને શાની કમી;
મુજને શાની કમી, મુજને શાની કમી. મારૂં નામ ભગલો રાત.
મોટા મોટા સેઠીયાઓ, મુજને લાગે પાય;
હજામતનો ધંધો મારો, મોટો જે કહેવાય. મારૂં નામ ભગલોરાત.
બે ચાર તેડાં થાય ત્યારે, ભગલાભાઇ તો જાય;
પૈશા લઉં છું પેહેલાંથી પણ, પહલો મારો સાથ. મારૂં નામ ભગલોરાત.
અલ્યા રાખુ વિલાવતીને, સાળુમાં ખુબ વાસ;
ધરાક મારા જુના તેની, કરૂં હજામત ખાસ. મારૂં નામ ભગલો.

બ્રાહ્મણ—અરે ભાઇ આ ગામમાં વિનોદચંદ્ર કયાં રહે છે, જો જાણતા હોતો બતાવો?

હજામ—માહારાજ તમારે શું, વિનોદચંદ્રને ત્યાં જવું છે?

બ્રાહ્મણ—હા, રાજાધીરાજ,

હજામ—જુઓ, પેલી ઉંચી હવેલી જણાય છે. તેજ એમનું ઘર, ઘરમાં જતા પહેલા પ્રથમ વાડી આવશે. તે નીશાની જાઓ માહારાજ.

બ્રાહ્મણ—બહુ સારૂં ભાઇ માફ કરજો ( જાય છે )



## પ્રવેશ ૭ મો

### વિનોદચંદ્રની વાડી તથા ઘર.

બ્રાહ્મણ—આ વાડી અને આ હવેલી તો મે કાલે જોઇજ હતી અને આજ વાડીમાં બેસીને નાસ્તો કીધો હતો, અને વિશ્રામ પણ લીધો હતો, અજાણ્યુંને આંધળુ બરાબર, કાલેજ જો કોઇને પુછયું હોત તો રાત્રે ધરમ શાળામાં ચાંચડીયા નહી વિણવા પડત. પણ હવે જે થયુ તે ખરૂ એ વાત તો બોલવીજ નહી.

ભૈયો—કયુ બમન, કયા દેખત હૈ, કીશકા કામ હૈ,

બ્રાહ્મણ—ભૈયાજી મારે વિનોદચંદ્ર સેઠને કાગળ આપવો છે,

ભૈયો—અછા બેઠો મેં પુછ કર આતા હુ,

( એમ કહીને ભૈયો ઘરમાં જાય છે )

વિનોદચંદ્ર—( બેઠા બેઠા ચોપડી વાંચે છે. )

ભૈયો—કોઇ બમન ચીઠ્ઠી લે કે આયા હે. જો આપકી રજા હોવેતો અંદર આને દઉ શેઠજી.

વિનોદચંદ્ર—અછા ઉશકુ આનેદો ? ( અછા સાહેબ )

ભૈયો—માહારાજ જાઓ શેઠજી અંદર બેઠે હે.

બ્રાહ્મણ—વારૂ ભૈયાજી (અંદર જાયછે) આસીરવાદ શેઠજી (એમ કહીને કાગળ આપે છે )

વિનોદચંદ્ર—(કાગળ લઇને) કયાંથી આવ્યા છો મહારાજ ?

બ્રાહ્મણ—સુર્યપુરથી રાજાધીરાજ ( એટલામાં મેનાવંતી આવે છે. )

વિનોદચંદ્ર—લ્યો આ લીલાવતી બેનને સાસરેથી કાગળ આવ્યો છે, આ માહારાજ કાગળ લઇને આવ્યા છે,

મેનાવંતી—લાવો વાંચીએ.

ગાયન.

( રાગ સ્વસ્તશ્રી કુંતનપુર સ્થાન. )

સ્વસ્ત શ્રી વટપુર શેહેર સોભે સારૂરે
જ્યાં વસે છે માહાજન મોટા વેપારીરે;
શેઠ વિનોદચંદ્ર સુજાણ મેનાવંતી જાણોરે,
લીલાવંતી છે ગુણનિધાન ગુણવંત સારીરે;
પુરી સુર્ય થકી લીખીતગ, પ્રતાપ પ્રમાણોરે;
માસ ઘણા ઘણા લેજો પ્રણામ, હેત વધારેરે;
છે કૂસળ સઘળો સાથ કહુ છુ અત્રેરે;
તમ કુશળતાનો પત્ર, લખજો મીત્રરે.
લીલાવંતીને તેડવા કાજ, મોકલ્યો વિપ્રરે.
મોકલજો તેની સાથ પ્રેમ પ્રીત્રરે;
છે એ કુળતણા ગમગોર, ઘરના કહાવેરે;
નવ અડચણ ધરશો કાંઇ, સાચુ ધારેરે;
લખજો કુશળતનો પત્ર, હેત વધારીરે;
મમ સરખુ લખજો કાર્ય નિત્રે ધારીરે;
સંવત તેનો ત્રેપન શાલ, આશો માસેરે:
પ્રતીપદાએ લખીઓ પત્ર, મન ઉલાસેરે;

**વિનોદચંદ્ર**-ઠીક છે ત્યારે લીલાવતીને મોકલવાની તઇયારી કરો? અને આ ગોર માહારાજને પાકુ સીધુ અપાવો અને જો એવણને આપણા ભટની રસોઇ ખપે એમ હોયતો પુછી જુઓ.

**મેનાવંતી**—ગોર માહારાજ આપ કેવા બ્રહ્મણ છો?

**બ્રાહ્મણ**—હું અવદીચ સહસ્ત્ર બ્રાહ્મણ છું, રાજા ધીરાજ,

**વિનોદચંદ્ર**—ત્યારે તો તમને હમારા ભટનું ખપતુ હશે, તે શ્રીમાળી બ્રાહ્મણ છે,

બ્રાહ્મણ—કંઇ હરકત નહી જજમાન રાજા; મારે રાંધવાની પંચાતી મટી. હમને શ્રીમ.ણી બ્રાહ્મણનું ખપેછે પણ તમે હવે લીલાવતી બેનને મોકલવાની તઇયારી કરજો કારણ ત્યાં અસવન સુદી દશેમનુ મુરત છે માટે તે પેહેલાં બે ત્રણ દીવસ આગમજ પ હોચવું જોઇએ કેમકે ચાર પાંચ દાવસ તો રસ્તામાં નીકળી જશે.

મેનાવંતી—કઇ ફીકર નહી માહારાજ હમારે ત્યાં શું તઇયાર કરવાનું છે, બંધુએ તઇયાર છે, તમે ચાલો સ્નાન સંધ્યા કરી લો, જમવાનુ તઇયાર થવા આવ્યુ છે.

બ્રાહ્મણ—બહુ સાર બેન.

મેનાવતી—અલ્યા રામા આ માહારાજને નાવા વિગેરેનો બન્દો બસ્ત કર ?

રામો—વારુ સેઠાણી; ચલો માહારાજ મારી સાથે.

લીલાવતી—પ્રવેશ કરીને

ગાયન

( રાગ શ્રી ગણપતીના પ્રીતે પુજુ પાયજો )

માડી મારી કેમ દીસે તું ઉદાસજો,
મુખ તારૂ કરમાયું સાને કારણેજો
સરીરમાં શું પીડા થાય છે આજજો,
કે શું પીના વઢીયા છે તુજ સાથજો.
કો માતાજી આજે તમને શુ થયુજો,
શા કારણથી આજે આમ દેખાયજો.
કારણ શું છે કોની માતા આજજો,
જો નહી કો તો તમને મારી આણજો.

મેનાવંતી— ગાયન
( રામ સૈયર દુઃખ શું દાખવું )

પુત્રી મારી તુંને શું કહું, અંગ અગીરી બળે છે.
ચીંતા ઉઠી મુજ અંગમાં, જીવ તેમાં બળે છે; પુત્રી મારી તુને
તેડું આવ્યું છે તુજને, સાસરે થશી ત્યારે.
શી રીતે હું રહી શકું, આ છે જીવન મારે. પુત્ર મારી તુને
આશ થકી હું તો વિશરી, દુઃખ પુત્રનું આહે;
તુજને ગણીને દીકરો, ખરખવ્યું તુ ખાજે, પુત્રી મારી તુને
તુ તો જસે હવે સાસરે, મુજને ગમસે વાં કેમ:
નથી રે બીજું ન્હાનું છોકરું, પીડસે ત્હારો તો પ્રેમ, પુત્રી મારી તુને
નસીબ મારું આડુ હશે, કે શું, કીધા મેં પાપ;
જગત પીતા તુને વિનવું, પાપ મારાં તુ કાપ. પુત્રી મારી તુને.

લીલાવતી- ગીતી

માડી આ શું બોલો, વિચારવંતા ખરે તમે શાણાં;
મ્હેર કરે જો કર્તા, હોય ગરીબ પણ થઈ જાય નાણાં.
ભાઈ નથી મુજને તે, અંતરમાં બહુ દીવસ થયાં સાલે;
ધીરજ ધરજો માતા મુજને ઇશ્વર બંધુ ખરે આલે.

વિનોદચંદ્ર-( પ્રવેશ કરીને ) બેન લીલાવતી તરે સાસરેથી બ્રાહ્મણ તેડવા આવ્યા છે, માટે તારે આજે જવાનુ છે. ગાડી વિગેરે તઈયાર છે, માટે હવે તાકીદે તું તઇયારી કર ?

લીલાવતી—પીતાજી હું અને મારી માતાજી તેજ વિચારમાં છઇએ.

મેનાવંતી-બેટા તારે તારી સખીઓને મળવું હોય તો મળીઆવ; એટલે અહીયાં બધી તઇયારી થાયછે અરે ?? પણ જો પેલી તારી સખીઓજ અહીયાં આવી પોહોંચીને.

લીલાવતી-આવો બેનો હું તમને મળવા આવતી હતી કારણ આજે મારે જવાનું છે.

મેનાવંતા-બેનો તમારી સખીને સાસરેથી તેડુ આવ્યુ છે માટે તે આજે જવાની છે.

સખીઓ- ગાયન.

( રાગ જયાઓ રીતમકું. )

બેની મારી તુંતો સાસરીયે જસે,
હમારૂ તો અહીયાં હવે શુ થશે;
પ્રીતી તારી હમને સદા સાલસે,
તારા વિના અમને નહી ચાલસે;
આશી તુજને સીખો સી દઇએ હમે,
સાસરીયામાં સુખેથી રહેજો તમે:
સદા ધર્મ આચરજો સતીયો તણો,
પ્રભુ તો સદાયે પતીને ગણો,
સદા લાજ રાખો આ દુનીયા તણી;
સતીપણુ સાચવજો પ્રાને ગણી,

મેનાવતી- ગાયન

( રાગ કેમ મીત્ર માગ શું કરીયે )

પુત્રી મારી તું સાસરે જાય, ત્યાં તુ રહેજે સુખમાં સદાય,
સાસુ સસરા કહે તે તું કરજે, કુળ ધર્મ સદા તુ આચરજે;
નણુંદી નાનકડા છે તારી, તે શુ કરજે તુ પ્રિતી ભારી,
નહી સાસરૂં પીયેર જેવું, સદા સંતોસી ત્યાં રહેવું,
બાપ દાદાની આબરૂ જેવી, પુત્રી ચાલ તે રીતીએ તેવી;
ઝાઝુ કહું શું હું પુત્રી મારી, લખજે પત્ર તું સદાએ સંભારી,

લીલાવતી ગાયન

(રાગ ભેખરે ઉતારો રાજા ભરથરી.)

માતા પીતાજી તમે સાંભળો, પુત્રી તમારીની વાતજી ;

મુજને ઉછેરી તમે હેતથી ભણાવી છે સુભ પેરજી,
રૂડુરે મારૂં શદા ધારજો. ( ટેક )
સાસરીયે જાવું આજે માહરે, છોડી તમારો પ્રેમજી;
કેમરે રહેવાસે એકલાં, સખી નહી મમ સાથજી,
રૂડુરે મારૂ શદા ધારજો,
નચીંત રહેજોરે માડી માહેરી, નય છોડું કુળ ધર્મજી;
દુરે કુડુ કદાન આચરૂ કર નિત્ય રૂડા કર્મજી,
રૂડુરે મારૂ શદા ધારજો,
સતીરે પણુ સદા સાચવુ, માહા વિપતની માંહેજી,
માડીરે નાંચ તમે જાણજો, કરશે પ્રભુજીતો સાહેજી,
રૂડુરે મારૂ શદા ધારજો,

ચીનોદચંદ્ર—બેન રસ્તે જાળવજે; હું આપણા લેવાને અને ગાડીવાળા ને બેને મોકલું છું (બ્રાહ્મણને) માહારાજ રસ્તે સાવધ રહેજો અને ત્યાં પોહોચો એટલે હમારા બેનને તેમજ ગાડીવાળાને તુરત વદાય કરજો અને પોહોચ્યાનો પત્ર લખજો,

બ્રાહ્મણ—કાંઇ ફીકર નહી સેઠજી તમારે જરા પણ ચીતાકરવી નહી.

લીલાવતી-પીતાજી માતાજી. હું જાઉંછું સખીઓ હું રજા લઉંછું, મારી માતાજી પાસે આવતાં રહેજો અને પ્રેમ જેવો છે તેવો રાખજો.

સખીઓ-કંઇ ફીકર નહી બેન સાસરે પોહોચે કે તુરત કાગળ લખજે, અને સદાય પત્ર લખતી રહેજે.

લીલાવતી- ગાયન.

( રાગ પ્રણામ છે પ્રાંચા તને )

પ્રણામ છે પીતાજીને, માતા તુને પ્રણામ;

પ્રણામ છે સખીઓને, આ વાડીને પ્રણામ. પ્રણામ છે
પ્રણામ છે આ શેહેરને, મુજ વેરને પ્રણામ;
પ્રણામ છે, પ્રણામ છે તમો સર્વને પ્રણામ. પ્રણામ છે.

ગાડીવાન—(ગાડી હાંકી મુકે છે) પડદો પડે છે.

પ્રથમ અંક સમાપ્ત.



# અંક બીજો.

## પ્રવેસ ૧ લો.

### સુર્યપુરમાં સરીયામ રસ્તો.

મદન—કુંદકળાની પ્રીતી જ્યારની થઇ છે ત્યારનું કશું ગમતું નથી એને મેં હીરાના હારનું વચન આપ્યું છે, પણ ઘરમાંથી લાગ ફાવતો નથી, આજે તો ગમે તેમ કરીને હાર લેવો અને તે મારી વ્હાલી કુંદકળાને પેરાવું ત્યારેજ મારી ધારણા ફલીભુત થશે, અહાહા ! ! શું એનો મારા ઉપર ભાવ અને પ્રીતી છે, કે જેનુ વર્ણન પણ કરી શકાય નહી,પ્રિતીની રીતજ ન્યારી છે.

ગાયન.

( રાગ. નારી ન વોહા ભવ સુખદાઇ )

પ્રિતી, પ્યારીની ભવ સુખદાઇ, છે ભવતારક નારી હો ભાઇ—પ્રીતી
પ્રિતી પ્યારીની નવ દીઠી કાઇ,જન્મ ધર્યો તે તો મોહા દુઃખ દાઇ—પ્રીતી
કામીની કામ કીયા સુખ સાગર, પેખી પરાક્રમ માગુન કાંઇ—પ્રીતી
મૃગ નયની મૃગરાજ કટીજ્યાં, સ્વર્ગનુ સુખ જણાય છે ત્યાંઇ—પ્રીતી
કુંદકળા સઘળા ગુણ લાયક, સૌરભ અંગ અમર સુખદાઇ—પ્રીતી ૧૫૮.
ધીરજ રહે નહીં કુંદ વિયોગે, કુંદ મળેથી મન હરખાઇ—પ્રીતી

ગીતી.

નથિ નિરખી નજરેથી, વક્ર ભ્રકુટી ત્રિયા તણી તે તો;
રણ્ય શરથી જય પામે જુગારથી નર જીતે નહિ તે તો.

હવે તો ઘેર જાઉં, અને લાગ ફાવે તો જેટલું લેવાય તેટલું ઘરેણું લઈને કુંદકળાને ત્યાં જઈને રહું અને આણંદમાં દીરઘ મુજારૂ ( જાય છે ) 

## પ્રવેશ ૨ જો.

### પ્રતાપચંદની હવેલી.

મુનીમ—આની હવે રીત લોશ માંડુ ! ? ચાર હજાર ઘટ્યા તેને તો એક મહીનો થયો નથી અને આજે વરી બીજા ૭ હજાર ખુટે છે, હવે તો અહીંયાં નોકરી કરવી એ કંઇ સલામતી ભરેલુ લાગતુ નથી કારણ ઘરનો ચોર એટલે થાય પણ શું, સેઠને કહ્યું તારે કેવા બેઠા, મારો છોકરો એવો છે જ નહી. આપણે શું, એક વાર બે વાર સો વાગતું વાગતુ માંડને આવશે ત્યારે તો જાણશે. આખું ગામ જાણે છે કે ભાઇ પેલી ગુણકાને ત્યાં પડી રહે છે,અને સેઠ કહે છે કે એ વાત ખોટી. ત્યારે આપણેશું.

પ્રતાપચંદ-કેમ મુનીમ આજે કંઇ તારૂં મોં ઉતરી ગયેલું દેખાવછે, રીસક બરાબર મળી કે નહી !

મુનીમ-સેઠજી આ તમારૂં દફતર, આ તમારી નોકરી, મારાથી હવે નહી થાય, કારણ જે ગામમાં દરરોજ ધાડ પડે તે ગામ કેમ વસે !

પ્રતાપચંદ-પણ થયું શું તે તો કહે,

મુનીમ-જુઓ શેઠજી ચાર હજારની ખોટ તો પુરાઇ નથી અને વળી બીજા ૭ હજાર આજે ખુટે છે, હવે મારે કરવું શું.

પ્રતાપચંદ્ર—( વિચાર કરીને ) બાઇ એ સીલક કેમ ખુટે છે તે હું સારી રીતે સમજુછું, પણ પેટ પાક્યુ ત્યાં પાટા ક્યાં બાંધુ. છોકરો નઠારો ઉઠયો, આખા ગામમાં રીઠડારથઇ રહયો છે, જો દેખે છે તે ઘરમાંથી લઇ જાય છે, અને પેલી રાંડ કુ છોરાને ત્યાં આખો દીવસ પડી રહે છે.

ગાયન.

હરીગીત છંદ.

પ્રીય મુનીમ હુ શુ હવે કરૂ, વગર મોતથી હુંજ તો મરૂ;
પુત્ર તો ખરે બહુ ખરાબરે, અરર એ હવે કેમ સુધરે.
કલંક લાગીયુ કુળમાં ખરે, મઇજ આબરૂ હાય હાયરે.
કુછંદ માડી એ શુ નહી કરે, વગર મોતથી એજ તો મરે.
જરૂર આવશે આજકાલમાં, વટપુર થશે વહુજ હાલમાં;
ધરતીમાં મને મારગ આપજે પ્રભુજી તને સૌ પાપ હાપજો.

અરેરે ! ! કુળદી છોકરા તું શું કરવા બેઠો છે ( મુર્છા ખાય છે )

મુનીમ-સેઠજી સેઠજી શુ થયુ તમને, (પાણી છાંટે છે)

ગુણવંતી-કેમ મુનીમ શું છે, કેમ તેમનેશુંથઇ ગયું ! ! આમ એકા એક શું થઇ આવ્યુ ! ! !

પ્રતાપચંદ્ર-નાના મને કશું નથી થયું એતો સ્હેજ વાયુ થઇ આવ્યો હતો બીજુ કંઇ નથી.

ગુણવંતી-આજકાલમાં બાહ્મણ લીલાવતીને તેડીને આવવો જોઇએ કેમ વારૂ !

પ્રતાપચંદ્ર-હા આવશેજતો-(એમ કહી નીસાસો નાખે છે)

ગુણવંતી—કેમ વારૂ આમ નીસાસા નાખો છો, કંઇ નુકશાન નુકશાન થયું છે કે શું !

મુનીમ—સેઠાણીજી શું કહીયે આજે પાછા ૭ હજાર ખુટે છે, તમે

તો મદનભાઈને કંઇ શીખામણ દેતાં નથી. આમતો આખુ ઘર ઉડાવી દેશે ઘર પછી હમારે શું હમેતો કેવાના ચાકરીઆત

ગુણવંતી—મુનીમ તમે કહોછો તે વાત સઘળી સાચી છે પણ હવે કરવું શું, કંઈ ઉપાય છે?

મુનીમ—ત્યારે જેમ ચાલે તેમ ચાલવા દો, આખર જે નશીબમાં લખ્યું હશે તે થશે.

કમળા—(પ્રવેશ કરીને) બા, ભાઈ આવ્યો; તે કેહેછે કે બા કાં ગઈ અહીયાં બોલાવી લાવું.

ગુણવંતી—હા જા એને અહીયાં બોલાવી લાવ.

કમળા—મોટાભાઈ તમને બા બોલાવે છે, ઉપર આવો,

મદન—એ આવું છું. ( મદન આવે છે )

પ્રતાપચંદ—અલ્યા મદન, તું ક્યાં રખડતો ફરે છે? નઠારા માણસોની સોબતમાં રાત દીવસ ફરતો ફરે છે અને આબરૂના કાંકરા કરે છે, એ મને નહી પરવડે હો!

ગુણવંતી—જો ભાઈ તને મેં કેટલી વખત કહ્યું કે તું નઠારાની સંગત છોડી દે. પણ તું ગણકારતો નથી. હવે તો તારાથી થાકયા ભાઇ!

મદન—તમે બધાએ મને એમ કરોછો ત્યારે હું ગમે ત્યાં ચાલ્યો જઈશ કે પછી છત્ર આપીશ.

પ્રતાપચંદ-જો વળી ખરું કહીએ છીએ ત્યારે તાગુ કરે છે કે.

ગાયન.

( રાગ, હાં હા વટલી હુંતો તારી બેન બેગમ બાદશાહની સાથીરે )

જાગ્ જા નટ્ટ ખરે નાદાન, ગમાર તુતો છકી ગયેરે;

તને આવશે કયારે ભાન, ગમાર તુતો છકી ગયેરે;

તુતો રખડે છે રાતને દીન ગમાર તુતો છકી ગયેરે;

થયો મોટો ન આવી સાન, ગમાર તું તો છકી ગયોરે;
તને નબળા મળ્યા દોસદાર, ગમાર તું તો છકી ગયોરે;
કરી આબરૂ મારી તારતાર ગમાર તું તો છકી ગયોરે;
તારી ગઇ ગામમાંથી પતીજ, ગમાર તું તો છકી ગયોરે;
તને આપુ છુ હું માગે તે ચીજ, ગમાર તું તો છકી ગયોરે.
તારા મનમાં તું તો વીચાર, ગમાર તું તો છકી ગયોરે;
નહી નીકળસે એમાં સાર, ગમાર તું તો છકી ગયોરે.

મદન—( સ્વગત ) આ વખત લટી જવાનો છે. નહીતો બધી બાજી ધુળ મળી જસે, અને કુંદકળાને આપેલું વચન ગેમ થસે ( પ્રકાસન ) પીતાજી માફ કરો મારી ભુલ થઇ, હવેથી તમારી આગ્ના વગર ઘરમાંથી બહાર પણ નહી જાઉં.

કમળા—બાપા માફ કરો હવે ભાઇ કંઇ નહી જાય.

ગુણવંતી—ચાલો હવે જવા દો, જે થયુ તે ખરૂં નાદાન છે, હવે કંઇ નહી જાય, અને એવા નઠારાની સોબત પણ નહી કરે,

પ્રતાપચંદ-જો ભાઇ ! હુ તને સાગને વાસ્તે કહુ છું આપણે કોણ ?! આપણી આબરૂ કોણ !! તે બધી વાતનો વીચાર રાખવો જોઇએ તુ હવે કંઇ નાનો છે કે તને વારે વારે વઢવુ પડે ઘણુ કરીને આજકાલ તારી વહુ આવશે, તેના દેખતાં તનેકંઇ કેવુ પડે તે નઠાર દેખાય ને ન્યાતમાં આબરૂ જાય માટે હમેશાં સારે રસ્તે ચાલવુ એજ સાર છે.

મદન—પીતાજી હવે તમે જેમ કહેશો તેમ કરીશ પછી કાંઇ છે.

## પ્રવેશ ૩ જો

કુંદકળાનું ઘર.

કુંદકળા—દાસી ? આજ બે દીવસ થયા પણ મદનલાલ આવ્યા નહી

હવે તો મારાથી એમનો વિયોગ સહન થતો નથી. પણ શુંકરૂ,

ગાયન.

( રાગ નારીના કટાક્ષ પાસે. )

જા સખી તું વ્હેલી વેગે, લાવ પ્રાણનાથ,
કેમ નહી આવ્યા આજે, શું ફસાયા સાથ;
ચીત મારૂં હરી લીધું, પડતુ નથી ચેન,
શું કરૂ હું એની મારી, નીંદન આવે રેન;
પ્રેમ પાસમાં ફસાવી, પ્રેમીતો ગયા,
અરરે સખી નાથ કેવા, આવી નહી દયા;

દાસી— ગાયન.

( રાગ ગીરધર આવોરે, મરજે રમીયે વાલા. )

સૈયર ઘેલીરે, સીદને મન સંતાપે;
તું શા માટેરે, એક પતી કરી થાપે,
આપણી રીતીરે, છે દુનીયામાં કેવી;
પૈસા સારૂરે, પ્રિત ખરીદી લેવી,
પૈસા ખુટેરે, તુરત લુટાવી દેવી,
એવી પ્રિતીરે, કરતું મનમાં સેવી,

ગીતી.

પ્રિત કરોછો આવી, નહી રીતીએ, વેસ્યાની કહાવે;
આપણી પ્રિતી એવી, હોય ગરથ તો, બતાવિયે ભાવે.

બેહેન કુંદકળા આપણે વળી શહરથી લોકોની માફક એક પુર-
ષાથે પ્રીતી કેવી ? આપણને તો જે પૈસા આપે તે આપણો પતી
અને પૈસા ખુટે કે મારી ધપ્પોને કાઢીએ બાધો.

કુંદકળા—બેહેન તું કહે છે તે વાત ખરી છે, પણ મને મદન પ્રિતી

તી ધર્ણીજ ત્રાસે છે, માટે ગમે તે કર પણ તું એની ભાળ
લઇ આવ ?

ગાયન.

( રાગ જનુની જીવોરે ગોપીચંદની. )

કું'-જારે સખી તું ઉતાવળી, લાવ નાથને આંયજી;
મનરે ભમે છે એહમાં, નહી અવર વિચારજી.
જાની તું વ્હેલીરે બેનડી.
દા—જાવું જરૂર હું આ સમે, લાવું મદનને આહીંજી;
હોય જો કદી એ પાતાળમા, સોધી લાવું હું આજજી.
સોક તજી દે તું સુંદરી.
કું.-તુંરે સખી મારી બેનડી, કર એટલું કામજી;
મદન આવે મન રીજસે, આવે મુજને હામજી.
જાની તુ વ્હેલીરે બેનડી.
દા.-ધરરે ધીરજ તુ તો આ સમે, કેમ વ્યાકુળ થાયજી;
લાવુ સોધી એથી સન ઘણા, બહુ આવેને જાયજી.
સોક તજી દે તું સુંદરી.
કું.-અવર પુરૂષ મારે મન છે, જાણું ભાઇને બાપજી;
મદન વિના મરવું ખરૂં, વિષ લાવી તું આપજી.
જાની તું વ્હેલીરે બેનડી.

બેન દાસી હવે તું વિલમ નહી કર ? નગર સેઠની હવેલી આગળ તું જોસે એટલે એ તને ગમે ત્યાં મળી જસે તેને ઇસારત કરી કોઇ નહી જાણે તેમ કેહેજે અને તુંરત વ્હેલી પાછી આવજે ?

દાસી—બહુ સારૂ, બાઇ સાહેબ, એ તો મને કંઇ સીખવવુ પડે તેમ નથી, જુવો કે, આ ચાલી, અને એમ જાણુ કે પાછી આવી. ( જાય છે )

કુંદકળા—જે દીવસથી એ મારે ઘેર આવી એક રાત રહી ગયા છે ત્યારથી મને કશું ચેન પડતું નથી. રાતે ઉંઘ પણ આવતી નથી. અરે પ્રેમ તારી તો ગતીજ ન્યારી છે.

ગીતી.

મદન કઠણ શર મારે, પ્રેમ થકી તે, વેદુ છું આજે;
હવે નહી વેઠાયે, કહું છું મનથી, હવે સુખ રાજે.

---

## પ્રવેશ ૪ થો.

### પ્રતાપચંદની હવેલી.

મદન—આજે બરાબર લાગ આવ્યો છે, બધાએ મંદીર દરશન કરવા ને ગયા છે, માટે લાવ પટારો ઉઘાડી જેટલો જનસો હાથ લાગે તેટલો કાઢી લઉં આવો લાગ વારે વારે આવવાનો નથી માટે સમય ચુકવો નહી પેટી ઉઘાડી અંદરથી ઘરેણાં કાઢે છે) કામતો થયુ, હવે જે બનનાર હશે તે બનશે, પણ મારી આ ણ પ્રાંપા કુંદકળાનું મન કેવું પ્રફુલીત થશે આહા ! ! શું એનું રૂપ અને કાન્તી.

ગાયન.

રાગ કહું શું નમીને દુખીયો કીધો છે.

પ્રિયા સમાગમે મન લલચાણું,
જેથી સર્વાંગીત, સ્વદેશ પ્રમાણું પ્રિયા સમાગમે.
લાગુ લલીતાકી લેખે લખાણું,
એથી અધીક હું, અન્ય ન જાણું. પ્રિયા સમાગમે.
અર્વિન્દ મનોહર, આનન એનું,
પ્રેમની ભરતીએ, રદય ભરાણું. પ્રય સમાગમે.

મ.—જા જા લુચ્ચા સામારે, તું બહુ બોલે છે સાંમરે;
 મારૂં લાત હું તુંજને, શું જાણે છે મુજને.
રા.—આ ઘરેણાં કેમ કાઢયાંરે, શું લઈ જવા ધારયાંરે;
 એ માથે પડસે મારે, શું જવાબ દઈશ હું તારે.
મ.—જા જા લુચ્ચા દુરરે, તુ ખાઇશ મારી ગાળીરે;
 હવે ફરી તે આ વાતરે, તો જાણુ થઇ તુંજ ઘાતરે.

( મદન જાય છે )

રાણી—હાય, હાયરે, મારા બાપ ! આતો બંધુ લઈને ચાલ્યા ગયા છે હું આવિને પુછસે તો શું જવાબ દઇશરે બાપલીયા. ( રડેછે
પ્રતાપચંદ્ર—અલ્યા કેમ? શુ થયુ ?? કેમ રડેછે મદન ભાઇ ક્યાંગયા,
રાણી—અ, બ, ઘુ, ઘુ, ઘ, ઘ, પ, રે રે, શું લઇ ગયા.
પ્રતાપચંદ્ર—શુ મદન ઘરેણાં લઇ ગયો ? ! સત્યાનાસ ગયું ?
મુનીમ—શું થયુ શેઠ ! મદનભાઇ પાછા વંઠયા કે શું ?
પ્રતાપચંદ્ર—( ઘરેણાં તપાસે છે ) અરે હાય, હાય આતો બધું લઇ ગયો હવે શુ કરૂં, મે જાણ્યું હવે તો સુધરી જસે પણ આ છોકરાએ તો ઘર ઘાલ્યુરે બાપલીયા.
ગુણવંતી—શું થયું શું થયુ આમ કેમ કરે.છે
રાણી—ભાઇ બધું લઇને ચાલ્યા ગયા,
ગુણવંતી—શું મદન લઇ ગયો હાય હાય ! !

ગાયન.

( રાગ સૈયર દુઃખ શું દાખવુ મન ભડકે બળે છે )

પુત્ર ઉઠયોરે કપુત આ, કરૂં શું હવે હાય;
બાળ ઉઠ મુજ મન વિસે, કરૂં શું રે ઉપાય પુત્રઉઠયોરેકપુતઆ.
ચોરી કરેએ ઘર વિસે, કરે લુચ્ચાનો સંગ.

વેસ્યાને પેરએ જાય છે, ઘરમાં નયાવે જ'મ. પુત્રકેડેયેરેકપુતઆ.
નાન પણે મેતા એહને, લડાવ્યાં બહુ લાડ;
દુઃખરે પડે હવે મુજને, માથે ઉગે શું ઝાડ. પુત્રકેડેયેરેકપુતઆ.
કહેરે હવે કુતો શું પ્રભુ, પુત્ર સુધરસે કેમ;
ધીરજ રાખીને હું રતવું, કર તુ પ્રભુ રહેમ પુત્રકેડેયેરેકપુતઆ.

પ્રતાપચંદ-પ્રીયા ! શોક કરવો એ મીથ્યા છે, કારણ એમાંઆપણી જ ભુલ થઇ છે. છોકરાને નાનપણમાં ઘણું લાડ લડાવવું એનુ પરીણામ આવુંજ આવે છે. માટે છોકરાને હદ ઉપરાંત લાડ લડાવવાથી જરૂર તે વઠી જાય છે આપના કુળને એબ લગાડે છે અને ઘરબાર પાયમાલ કરે છે. એ સઘળુ મારા ઉપર વીતી ચુક્યુ છે, માટે હવે શોક કરવો મીથ્યા છે.

---

## પ્રવેશ. ૫ મો

### સ્થલ મહાજનની વાડીમાં મહાજનનો મેળો.

ગડબડદાસ—કેમ શેઠ છગીનદાસ કંઇ વાત સાંભળી કે ?

છગીલદાસ—નારે ભાઇ શુ છે વળી કંઇ નવા જુની

મથુરદાસ-જુવો ભાઇ તો કંઇ જાણતાજ નથી.

સુંદરલાલ-પણ એ બીચારા શું જાણે, સવારથી જાય તે છેક સાંજે આવે.

ગડબડદાસ—નગરસેઠના ઘરની વાત સાંભળી કે નહી ?

ભીકાભુદાસ-, ભોબડદાસ-, રસીકદાસ- } ના ના, કોની બાબ શું છે ! ! ?

ગડબડદાસ-આપણા નગર શેઠનો છોકરો ઘરમાંથી ચોરી કરીને બ

મા દાહીના દામ પેથી ગુમુકાને ત્યાં જઈને રહયો છે, જેથી મનાપચદ તો બાહાર મોહુએ નથી બતાવતા અને અંદરે સ રમ્બુ જવાતુ નથી.

છબીલદાસ-જુઓ બીકખુદાસ આવે લાગ ફુગીથી નથી આવવા નો, કેમ મગુ-દાસ, યાદ છે કે ? તે દીવસે આ બીકણુદાસનો છોકરો મુસલમાન સાથે ફરવા ગયો તેમાં તો મહાજન બાહાર મુક્યા હતા ત્યારે હવે એમનુ કેમ થસે ?

બીકણુદાસ-વળી એનાં વિચાર શું કરવાનો હતો, બોલાવો મહાજનના ગોરને-અને ટરો મહાજન ભેગું-અને મુકો મહાજન બાહાર !

છબીલદાસ-કેમ રસીકદાસ શુ વિચાર છે ? તમે તો વળી મોટાના તેજમાં આવતો

રસીકદાસ-ના, ના, મોટારની વાતમાં શી સરમ હતી. શું એને લીધે આપણો ધરમ ભ્રષ્ટ થશે, બોલાવો બ્રાહ્મણને અને હવણા જ મહાજન ભેગુ કરો એમાં વળી શરમ કેની

બીકણુદાસ-તમા ગોર મહારાજ બ્રાહ્મણને બોલાવી લાવો, પણ જુઓ પેલુ કોણ આવે છે,

બોઅડદાસ-આતો ગોર મહારાજ જાતે જ આવી પોચ્યા, ( આવો ગોર મહારાજ )

ગોર-કલ્યાણ મસ્તુ રાજા ધીરાજ,

બીકણુદાસ-માહારાજ તમે પણ ઠીક વખતે આવી પહોંચ્યા હવણાં તમને તેડવાને મોકલતા હતા.

ગોર-કેમ રાજા ધીરાજ શી આજ્ઞા છે,

છબીલદાસ-જુઓ મહારાજ, નગરસેઠનો છોકરો પેલી ગુણકાને ત્યાં

પડી રહે છે, ત્યારે એનું કંઇ કરવું જોઇએ કેની, માટે કરો માહાજન ભેગુ કનવો મહારાજ તાકીદે !

ગોર-આ ચાલ્યો ( જાય છે, અને થોડી વાર રહીને આવે છે. )

છબીલદાસ-કેમ શેઠીઆઓ આપ સાહેબ નગરસંહના ઘર સબંધી વાત જાણુના હશો માટે તેનો શું વીચાર કરવો,

બીકણદાસ શું વીચાર વળી મું ! માહાજન બાહાર ! કેમ શેઠીયાઓ બધાએ એક મત કોની,

બધાએ-હા હા હા બધા એક મત છીએ, આવો લાગ ફરીને ક્યારે આવવાનો હતો,

છબીલદાસ ત્યારે ગોર સવે પ્રતાપચંદ્રને ત્યાં કહેવી દો કે તમને માહાજન બાહાર મુકવામાં આવ્યા છે..

બીકણદાસ-જુઓ ગોર બોલજો તમારે નગરશેઠ પ્રતાપચંદ્રને ત્યા જઇને કેવું કે તમારો છોકરો મદન વેસ્યાની સાથે વટલ્યો છે. માટે તમારૂ ઘર આજ રોજથી સુર્યપુરના તમામ મહાજને મલીને માહાજન બહાર મુક્યુ છે.

ગોર-બહુ સારૂ મહારાજ, ફકીઆશીષ,

બધાએ-ચાલો ત્યારે બોલો શ્રી બાળકૃષ્ણ દેવકી જે જે જે જે

( બધા જાય છે. )

બીજો અંક સમાપ્ત.

# અંક ૩ જો.

## પ્રવેશ. પહેલો.

કુંદકળાનું ઘર.

કુંદકળા–કેમ દાસી તું કહેતી હતી કે હમણા આવે છે અને હજુ કંઇ આવ્યા નહી.

ગાયન.

( રાગ, થયાછો રે: પતી તેજ પ્યારી )

સખી જો રે. કેમ નવ આવ્યા અ, નવલ પ્રિતા ધારી; ( ૨ )
છેલ છબીલા, મદન રસીલા, વૈશ્ય પુત્ર પ્રખ્યાત.
આવો આજે, પ્રેમી રાગે, ચીત લાગે, કામ જાગે,
પ્યારા તે દીનથી મે, તન મન તમને સોંપ્યુ થઇ નાજી. સખી જોરે
પુર્ણ પ્રિતીથી, તમોજ મલીયા. દીલમાં હતી નુર આસ;
પુરિ પ્રીતે, અતી શુભ રીતે; આવો વેલા, છો અલબેલા.
આજુ પ્રાંણાની, ખબરજ લૌની; કરગરી કહુ આજે. સખી જોરે

સખી.—બાઈ સાહેબ, પેલા મદનચંદ્ર આવે છે. બહુ ઉતાવળા હોય એમ લાગે છે, જુઓની, પસીનો પણ કેટલો વળેલો છે.

કુંદકળા—જા, જા, સખી બારણુ ઉઘાડ એમના હાથમાં કંઇ પોટલુ દેખાય છે તે સામા જઇને ઉચકી લે. ( સ્વગત ) પ્રાણનાથ આવ્યા ખરા, (મદન આવે છે)

મદન—પ્રીયા, માફ કરજો વાયદા પ્રમાણે આવી સકયો નથી, પણ શું કરૂ લાગ ફાવે ત્યારે અવાય કેની લ્યો આ પોટલું એમાં તમને પસંદ પડે એવા ઘરેણાંઓ છે, દાસી સાથે પોટલું મો કલ્યું તે પોચ્યું કેની ? તેમાં દશ હજારની નોટો છે.

કુંદકળા—મારે તો તમે આવ્યા એટલે બધુએ પેવ્યું.

મદન-પ્યારી ઘરમાંથી તો મારા ઉપર પીટ્ટગ પડે છે, અને આ ગલી વાત બધી પ્રસીદ્ધ થઈ ગઇ ત્યારે ઘરનાં ગત રમતી પ ડી તેમાંજ આટલા દીવસ વાર લાગી પણ હવે મારે જવુ નથી કેમકે હુ તને દેખતો નથી તો મને જરાએ ગોઠતું નથી

ગાયન.

( રાગ કુગનવા મોગ સરક ગયેરે )

પ્રાણ પ્યારી, રગીલી તું તો રસ ભરીરે;
રસ ભરીરે પ્યારી, રસ ભરીરે. પ્રાણ પ્યારી
વદન મનોહર, તારૂ ચાંનીસે;
ગાલ ગુલાબી, ગુણધારી રહ્યોરે. પ્રાણ પ્યારી.
મૃગ નયની, કુગી કેશરી તારી;
ગુણ ગુલાબ ગાસે, સોડી રહયોરે. પ્રાણ પ્યારી

કુંદકળા—પ્યારા તને ગયા તે દીવસથી મને જરાએ ચેન નોહતું પણ શુ કરૂં આખરે આજે દાસીને મોકલી અને તેણે આવી ને સમાચાર કહ્યા ત્યારેજ જીવને સાંતી થઇ હવે હું તમને જવા દેવાની નથી આ ઘરબાર તમારૂં અને હું પણ તમારી મારે બીજા પુરૂષો ભાઇ બાપ જેવા છે.

ગાયન.

રાગ લાવણી.

તમે માસુક હું આશક જાની, ફીદા થઇ તુજ પર પ્યારા
ચેન પડે નહી મને હવેતો, લાગી લગન છે નવધારા,
મોઝ મઝા હિ.વે વ્હાલા, અમન ચમન હમાં ખુબ કરો.
ગયો વખત ફરી હાથ ન આવે, કહુ સાચુ તે દીલ ધરો,

ભર તું પ્યાલી રંગની આજે, રંગ રસે મસ્તાન બનો,
જુદાઇ પ્યારા દુર કરીને, મને હવે મહેરબાન ગણો.

દાસી—બાઇ સાહેબ રસોઇ તઇયાર થઇ ગઇ છે માટે જંબા પધારશોર

કુદકળા—હા ચાલો, કેમ વહાલા ! પધારશો રશોઇ થંડી થાય છે,

મદન—વ્હાલી મને અત્યારે ખાવાની બીલકુલ રૂચી નથી, પણ તારી મરજી છે તો ચાલો ( જાય છે )

---

## પ્રવેશ ૨ જો

### રસ્તો અને ધર્મશાળા

**લીલાવતી**-મહારાજ હવે આપણું ગામ કેટલું દુર છે ?

**બ્રાહ્મણ**-હવે અહીથી બરાબર વીસ ગાઉ સુર્યપુર છે,

ગાડીવાન-ત્યારે હવે તો સાંજ પડી ગયાં છે માટે મુકામ કરવો જોઇએ કારણ બળદ પણ થાકી ગયા છે, અને આપણે બધાએ ભુખ્યા થયા છીયે,

ભૈયો—અબતો મુકામ હોવે તો અચ્છા,

**બ્રાહ્મણ**-પેલી ધર્મશાળામાં મુકામ કરીયે;

લીલાવતી-હા મહારાજ હવે મુકામ કરવા જોઇએ અહીયા અત્યારે ખાઇ પીને રાતની રાત કાઢીયે, અને સવારમાં વહેલા નીકળીશું એટલે કાલે અસાર શેરા પોચી જઇશું કેની

બ્રાહ્મણ—એટલુ બધુ મોડુ શેનું થાય, બપોરમા તો આપણે સુર્યપુરમાં પોહોચી જઇશુ !

**લીલાવતી**-જે થશે તે ખરૂ પણ અત્યારે તો મુકામ કરો પછી કાલની વાત કાલે ( મુકામ કરે છે )

બ્રાહ્મણ-ત્યારે અહીંયાં આપણે શું રસોઈ કરીશું રીતુ તો આપણી પાસે છે, મારા ધારવા પ્રમાણે કંસાર બનાવી દઉં કેમ લીલાવતી બેન,

**લીલાવતી**—તમારી નજરમાં આવે તે બનાવો મહારાજ !

( બ્રાહ્મણ રશોઇ કરે છે બધા જમીને સુઇ જાય છે

**લીલાવતી**-( ઉંઘમાંથી એકદમ ઝપકી ઉઠે છે ) અરે ! ! આશું હુ જાગુછું કે ઉંઘમાં છુ, નાનો છુટો જાગત પણ મને આવુ નઠારૂં સ્વપ્નું કેમ આવ્યુ હશે, અરે વળી મારી આ જમણી આંખ કેમ ફરકતી હશે, ખરે, મને માઠાં સુકન થાય છે, શું સ્વપ્નમાં દીઠું તે સાચુ હશે.

ગાયન.

( રાગ, અરે લાલદેવ ધરો તરફ જલદીઆ )

અરે આ તે સ્વપ્નું, શુ, સાચુ હસે;
મારી આશા સઘળી શું વૃથા જશે,
પતી પરી વેશ્યાના છે શું ખરે;
સાથે સામાન ત્યાં છે ત્યાતો અરે,
ઘરેણાં અને પઠારા ચોરી ગયા;
પતી જઇને વેશ્યાને ત્યાંતો રહ્યા,
ગઇ આખર ગામમાંથી ખરે;
સાસુ નણંદી ઝુરી ઝુરીને મરે,
ખરે સ્વપ્નુ આતે જો સાચુ હસે,
જન્મ મારો એળે, અરેરે જસે.

સ્વપ્નાની વાત સાચી હોય તો મારા દુ:ખનો કંઇ પરજ રહે નહી હશે જે હમે તે ત્યાં ગયે સમજાએ, પણ અહીયાંજ થોડી ખાત્રી તો કરી, ગોર મહારાજને પુછીશ એટલે ભેદ સમજાશે લાવ,

ખધા ઉંઘે છે એટલે એને ઉઠાડીને પુછું તો ખરી

( બ્રાહ્મણને ઉઠાડે છે )

બ્રાહ્મણ—કેમ બા, હજુ તો રાત ઘણી છે, સુઇ રહો,

લીલાવતી—મહારાજ મને તો ઉંઘ નથી આવતી માટે તમને જ ગાડયા કે કંઇ વાત કરો તો રાત ચાલી જાય મારી લીધે તમને પણ ઉજાગરો તો થશે પણ હુ તેનો બદલો તમને આ આજથીજ આપુછું ( સોનાનો હાર બ્રાહ્મણને આપે છે ) લો માહારાજ આ હાર મે તમને એ બક્ષીસ આપ્યો છે હવે બોલો મારા સસરાની ગામમાં આબરૂ કેવી છે ?

બ્રાહ્મણ—લીલાવતી બેન, શું કહું, તમારા શશરા નગરસેઠ છે. અને આબરૂ પણ સારી હતી, પણ,

લીલાવતી—કેમ મહારાજ અટકી પડયા, શું હવણાં કંઇ આબરૂને ધોકો લાગ્યો છે ?

બ્રાહ્મણ—શું કહુ બેન મારી જબાન ઉપડતી નથી, પણ ખરી વાત તમને કહ્યા વગર ચાલતું નથી, ઇશ્વરની જેવી ઇચ્છા બેન તમારે બહુ સંકટ વેઠવુ પડશે.

લીલાવતી—માહારાજ તમે મારા પીતા સમાન છો. માટે મને ખરે ખરી હકીકત કહો તો હું તમારો બહુ આભાર માનીશ, પછી દુઃખ સુખ તો મારા નસીબમાં હશે તે પ્રમાણે મળશે.

બ્રાહ્મણ—ઠીક બેન કહુંછુ ત્યારે સાંભળો ?

ગાયન

રાગ, અરે લાલદેવ ઇશ તરફ જલદીઆ )

ખરે વાત કહુંછું હું તુજને ખરી;
નહી ખોટું એમાં તું સાંભળ જરી,
સાસુ સસરા તારા છે દુઃખી અતી;

ગયા પૈસા સઘળા ને નવ રહી રતી,
પતી તાગની તો છે ભગડા મતી;
કરી વ્હાલી વેસ્યાને જાણે સતી,
થશે દુઃખી તું તો જઇં ત્યાં ખરે:
પીતા તારા જાણે તો નકી મરે,
હીમ્મત નવ તું હારીસ ત્યાં તો જરી,
સુધારજે પતીને તું નિશ્ચે કરી.

ગીતી.

કહ્યું તુને મે આજે, છે તેવું ત્યાં, અને વળી જોયું;
તુજ ગુણ રૂપ નીરખી, મન મારૂં તો, અતી ઘણુ રોયુ.

લીલાવતી—માહારાજ શું, તમે જે કહ્યુ તે બધુ સાચુ છે !

બ્રાહ્મણ—બેન, મારે ખોટું કહેવાનુ શુ કારણ, મારે તો તમે અને તે બન્ને સરખા છો, હુ તો તમારા ઘરની આવી સ્થીતી જોઇને બહુ દીલગીર થાઉછું પણ શું કરૂ,

લીલાવતી— ગાયન

લલીત છંદ.

અરર હે પ્રભુ શું હવે થશે, દીવસ માહેરા શી રીતે જસે;
માનમાં જાણતી સુખી થાઉરે, જરૂર સાસરે હુ તો જાઉરે.
આશાઓ બધી તુટી તો ગઇ, મે નવ જાણીઉ પ્રથમથી કઇ.
મુજ મને હતી આસ તો ઘણી, જરૂર નીવડી હુ અભાગણી;
મદન પીડસે મુજને અતી, કેમ કરી રહે મારી સુભમતી,
પ્રભુ તું રાખજે મ્હેર મુજપરે, સતીપણુ જતાં દાસી તો મરે.

( મુર્છા ખાઇ પડે છે )

બ્રાહ્મણ—( પાણી છાંટી સાવધ કરે છે ) બેન આમ શું કરોછો હીમ્મત રાખો ! ઇશ્વર સૌ સારાં વાનાં કરશે, ચાલો હવે સવાર

નું પોહોર થવા આવ્યું છે, માટે ગાડી જેમ્યથી ચડે પોહોરે નીકળી જઈએ, અલ્યા ગાડીવાન ગાડી જોડ !

ગાડીવાન-હા જેવું મહારાજ, બેવાજી હેંડો તઇયારી કરો.

( બધા જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### નર્મદા નદીનો ઉતાર.

હોડીવાળો-અલ્યા છીપકા, આજે તો કંઇ કમાયા નહી, જે પરભુ કરે તે ખરૂ આજે તો કાંઇ ઉતારૂ જ આવ્યા નહી, ને ( લીલાવતી વિગેરે આવી પોંચે છે )

બ્રાહ્મણ-અલ્યા હોડીવાળા હમને ચાર જણ સામે પાર ઉતારી દેવા તું શું લઇશ !

ગાડીવાન-આ ગાડી બળદ પણ હમારે ઉતારવાના છે,

હોડીવાળો-તમારા ચાર માણસના ચાર રૂપીઆ અને આ બે બલદ અને ગાડીના બાર મળી વીશમાં ચાર ઓછા રૂપીઆ લઇશુ, કીમ છીપકા પરવડ હે કે નહી;

છીપકો-ભાઇ મેહેનત તો બહું છે, પણ હવે તુ કહી બેઠો તો ઠીકજ છે.

બ્રાહ્મણ—અલ્યા ઓ આટલા બધા રૂપીઆ તે હોય કે !

હોડીવાળો-ભાઇ, મેં કઇ વધારે કહ્યું નથી, તમને જો વધારે લાગતું હોય તો ઇનામ કાઢી નાખો; જુઓ બરાબર સોળ રૂપીઆ આપજો એટલે થયુ.

લીલાવતિ—હવે અમથી રકઝક કરયા કરતાં ચાલો બેસી જાઓ, ભાઇ તુ કહે છે તે પ્રમાણે આપીશુ પછી કાંઇ છે.

હોડીવાળો-રાખો પરથમથી મને ગાડી અને બળદ ચઢાવવા દો ! અને પછી તમે બેસજો ?

ગાડીવાન-જો ભઈ હમારી ગાડી ભાગે નહી હો ? અને બળદને પણ ઇજા થાય નહી સંભાળજે બાપ ?

હોડીવાળો—અરે ભય, એવી ગાડીઓ શું હમે ઉતારી નહી હેય ! ! હમારો તો આ, એ ધંધો; તમે તમારે નચીતથી બેસોની.

બ્રાહ્મણ—જો ભઈ શાસ્ત્રીને હોડી હંકારજે હો;

શેઠ - હેંબ એ, હેંલ્યાએ ખુબ સાચેવીને હોડાકુ ચલાના નહીતો એક પેશાબી નહી દેગ્ગે.

લીલાવતી—હવે તમારી ગરબડ સરબડ જવાદો અને છાનામાના બેસો ને ! !

હોડીવાળો—બધાએ બરાબર પકડીને બેસજો હું હોડી હંકારૂં છું

બ્રાહ્મણ—ઠક ઠીક નહીં બધાએ બરાબર બેઠા છે પેલા બળદોને બ ગાબર બાંધ્યા છે કે નહી ?

હોડીવાળો-બધા બરાબર છે ચાલો ઉતરી પડો લાવો રૂપીઆ

( બધાએ ત્યાંથી જાય છે )

---

## પ્રવેશ પંચમો.

### જંગલમાં લુટારા.

૧ લુટારો-ભાઇ, આજ ત્રણ દી થયા કોણ જાણે કોના સુકન થાય છે કે અથડાય અથડાયને પાછા જવુ પડે છે.

૨ લુટારો—ખરેખરી વત કહી ત્રણ ચાર દી થયા કોણ જાણે કોનો હાથ અડએ છે, કે કાંઇ વેપાર મંધોજ ચાલતો નથી ! !

લુટારો—ભાઇ એ બધુ ખરૂ. પણ આપણે તે દી ખોડીઆરને બ

કરાનો ભોગ આપવાનો માનેલો. તે ક્યારે આપેલો, દેવ હું લાકડી લઇને મારે કે ?

૪ લુટારો—વાત તો હાચી આપણે બધા મલી માતાજીની હુની કરીયે કે ને પરસન થાય ?

ગાયન.

રાગ અંગ્રેજી ચાલતો )

હમે તમારા બાળક માજી, કરજે તું હમ ઉપર મેર,
વાંક ઘના તુ માફ કરીને, પોચાડજે તુ સૌને ઘેર.
ઘણુ દીવસથી જઇએ પાછા, આજે કરજે તુ તો મેર:
ખોડીયાર, સીગિતર માતા, અંબા બહુચર બાળી પેર.
મોકલજો માતાજી લારા. થાય હમાર લવનું કામ;
આવે કોઇ તો જવા ન દઇએ, લુટી લઇએ તેનું તમામ.

૧ લુટારો—જુઓ ભાઇ માતાજી પરશન થયા જોત ? પેલી ગાડી આવે!

૨ લુટારો—હા આવ્યા, ભરાઇ રેમો ? ભનાઇ બેગોર આવે ત્યારે વાત

૩ લુટારો—ગાડી રાખો ! એમા શું છે તે જોવા દો.

બ્રાહ્મણ— ભાઇ એમાં તો કંઇ નથી.

ગાડીવાળો—અલ્યા આયો ખમે છે કે, આ ડાગ ઘણુ.

લીલાવતી—ભૈવાજી આ વખતે હવે તમારે બાહાદુરી બતાવવાની છે.

ભૈયો—કયુ બે હકતે હાક નકી. ( ભૈયો મારવા જાય છે )

ગાડીવાન—માહારાજ તમે બળદ પકડો હું ભૈયાની મદદે જાઉ,

બ્રાહ્મણ—ભાઇ, હવે કેમ થશે ? ( બળદ પકડે છે )

લીલાવતી—માહારાજ હવે કેમ કરીસું ? ?

બ્રાહ્મણ—(ધ્રુજે છે, અને જવાબ અપાતો નથી) બા. બા. બા. શું થ થ થ સે.

ભૈયો—( બંધુક ભરીને મારે છે ) એક લુટારો મરી જાય છે. બી

ને નાસી જાય છે ) ડરના મત બાર્ઝ શાહેબ સબ ભાગ ગયે.

ગાડીવાન—ખુબ કરી ભૈયાજી (હવે વધારે વાર ઉભા રહેવુ નહી )

બ્રાહ્મણ—હા હા ચાલો, નહી નહી તો સાળાઓ આવશે.

લીલાવતી—ચાલો ગાડી હાંકો ? પછી બીજી વાત કરજો.

ગાડીવાન—બેન તમે ગભરાશો નહી, હમે જીવતા તમને ઇજા નહી થવા દઇએ ( ગાડી હાંકી મુકે છે )

---

# અંક ૪ થો.

## પ્રવેસ ૧ લો.

### પ્રતાપચંદ્રની હવેલી.

પ્રતાપચંદ—પીયા, આ છોકરાએ તો સત્યાનાસ વાળી નાખ્યું, પૈસા ગયા, આબરૂ ગઇ, ન્યાત બહાર મુકાયા, હવે બાકી શું રહ્યું, હવે તો જીવવા કરતા મરવુંજ સારૂ છે.

ગુણવતી—તમે કહોછો તે વાત સાચી છે, પણ આવે વખતે ધીરજ રાખવી એજ ખરૂ કામ છે આપણા કરતાં મોટા મોટાને દુઃખ પડવામાં કમી કમી નથી રહી માટે ધીરજ રાખી દુઃખ સહન કરવુ જેથી ઇશ્વર આપણું દુઃખ દુર કરશે !

ગાયન.

હરીગીત છંદ.

પ્રિયપતિ કદી સંસારમાં, સંકટ વિકટ આવી ચડે;<br>
તે ટાળવા હિંમતરૂપી, હથીઆરનું કામજ પડે.<br>
સાથે સદા સજ રાખજો, હથીઆર હીમ્મતને ધરી;<br>
ધરી ધૈર્ય સંકટને સમે, દુખથી નહિ ડરસો જરી.

ગુણવંતી–આવો વહુ બેના ! કેમ તમારા માના પીતા સારી પેઠેમ છે કેની ! તમે પણ શરીરે સુખી છોને

લીલાવતી—હા, સાસુજી ત્યાં સહુ ખુશીમાં છે, તેઓએ આપને જે શ્રી કૃષ્ણ કહ્યા છે.

ગુણવંતી—ઘણું સારૂં બા, આ ઘર બાર તમારા છે, ખાઓ પીઓ અને ખુશ રહો. તમારી બરોબર આ તમારી નણંદ છે, એટલે તમને ગોઠશે !

( કમળાને બુમ પાડે છે )

કમળા—ઓ બા, શું કહોછો ! આવી ( આવે છે )

ગુણવંતી આ તમારી ભાભી આવ્યાં ! !

( કમળા અને લીલાવતી ભેટે છે )

કમળા-કેમ ભાભી શરીર તો સારૂ છે !

લીલાવતી-હા, હું ખુશીમાં છું અને તમને દીઠાથી તો હવે વધારે થઇ.

ગુણવંતી-ચાલો ત્યારે હવે જમવાનો વખત થયો છે.

( બધાએ જાય છે. )



## પ્રવેશ ૨ જો.

### પ્રતાપચંદનું દીવાનખાનું.

પ્રતાપચંદ્ર—વહુ તો આવી ! પણ મદનનું શું કરવું ને કંઇ સમજાતું નથી. ( વિચાર કરીને ) હા હા. બસ એમજ કરવું. કાલે સવારે રાજાની પાસે જવુ અને ફરીયાદ કરવી. રાજા એટલું તો મારૂ માન રાખશે.

( મુનીમ આવે છે )

મુનીમ—કેમ શેઠ શું વિચારમાં છો !

પ્રતાપચંદ—મારો વિચાર, કાલે રાજાની દરબારમાં જઈને એ શેઠ વેરણ ઉપર ફરીઆદ કરવાનો છે ! કેમ તારો શું વિચાર છે,

મુનીમ—હા હવે એ વગર છુટકો નથી. અને બાઇ પણ એમ વગર ઠેકાણે પડે એમ નથી,

પ્રતાપચંદ—કાલે રાજાને ત્યાં પાંચસો રૂપીઆ ભેટ મુકવાને જોઇશું તેની સગવડ કરી મુકજે !

મુનીમ તેની કંઇ ફીકર નહી કાલે ઉઘડતી કચેરીએ જવું.

પ્રતાપચંદ—હા એમજ કરવું તું કાલે જરા વેલાસર આવજે આપણે બન્ને જણા જઇશું કેમ ઠીક, કેની !

મુનીમ—હા. ઠીક છે— ( બન્ને જણા જાય છે. )



## પ્રવેશ ૩ જો.

### સુર્યપુરમાં રાજાની કચેરીમાં પ્રધાન સેનાપતી, સાસ્ત્રી, વિદુસક, વીગેરે બેઠા છે.

પ્રધાન-કેમ શાસ્ત્રીજી આજે મહારાજાને આવવાનો વખત થઇ ગયો, છતાં હજુ કેમ આવ્યા નહી હશે !

વિદુસક—અરે પ્રધાનજી, તમે જાણોછો, એનો રંગ મેહેલમાંથી નીકળાને આવવું છે. કઇ સેહેલી વાત છે ! કે ઝટ દઇને આવે,

સેનાપતી તરે કઇ એનાને લાડવો છે ! તારે શું, ખાવા ખાવને તાપે ( જો સાંભળ મહારાજા આવે છે ! )

નેકીદાર—આસ્તે કદમ, શ્રી સુર્યપુરનાસ મહારાજા ધીરાજને ખમા ખમા.

રાજા ( આસન ઉપર બેસે છે ) કેમ પ્રધાનજી હાલમાં રાજકાજના શા સમાચાર છે. !

ગાયન.—રાગ લાવણી.

છે ન્યાય ધર્મ (૨) ને નીતી સૂર્યપૂર ભુપ,
નથી આપ રાજ્યની માંહી, કાંઇ કુડ કપટનું રૂપ;
વેદશાસ્ત્રમાં (૨) અભ્યાસ કરે છે બાળ,
પ્રભુ લક્ષે જેથી કરીને, આપ રાજ્ય તણી સંભાળ.
બ્રહ્મણને હું (૨) આપુંછું નીત્યે દાન,
જેથી સઘળા રાજ્યમાં, વધ્યું તમારૂં માન;
વણ કુડકપટ (૨) વણીક કરે વેપાર,
શૂદ્ર પ્રજા વળી આપની, વરતે શાસ્ત્રાનુસાર.

રાજા-શાબાસ પ્રધાનજી હું રાજ્યના બંદોબસ્ત સાંભળીને ખુશી થયો છું.

વિદુષક-મહારાજ મારાથી તો બોલ્યા વગર રહેવાતું નથી ! ! ને પેના કાટવાળ સાહેબ તો ડોળા ધુણાવે છે? પણ મહારાજ રાજ્યનાં શું થાય છે, તે આમાંથી મારા સીવાય કોઇ જાણતું નથી ? બોલો જોઇએ કોઇ જાણતા હોય કે આપણા ગામમાં એક ભયંકર કાકેણ આવેલો છે તે કોઇને ખબર છે, પુછોમા હારાજ કોઇને ખબર હોય તો ! !

રાજા-આ વિદુષક કહે છે તેમાં કેટલી સચ્ચાઇ છે, પ્રધાનજી ?

પ્રધાન—મહારાજ હું તો એ વાત જાણતો નથી જો જાણતો હોયતો બતાવ તો તેનો ઉપાય કરીએ.

વિદુષક—જોવું મહારાજ, પેલી કહેવત છે કે, તુમ ભી. કાટવાળ, પીછે હમ નાક કાટીંગે; મોટા મોટા પગારો તમ ખાવછો ? અને આવાં અવળાં કામ કરવામાં તમે ? ઠીક છે થોડા વ વખતમાં જણાઇ આવશે ?

ચોપદાર-મહારાજ ધીરજ બાહાર કોઇ સુણકાજે આવી છે તે

અંદર આવવા માગે છે, આજ્ઞા હોય તો આવવા દઉં.

રાજા—આવવા દો ?

ચોપદાર—બહુ સારૂં મહારાજ ! ( ગુણકાઓ આવે છે. )

ગુણકાઓ—( સલામ કરીને બાજુએ ઉભી રહે છે. )

રાજા—બોલો તમારે શું કહેવું છે ?

ગુણકા—મહારાજ ! ! આપનું નામ સાંભળી અમે છેક દીલ્હીથી આવી પેં છીએ ! માટે આજ્ઞા આપો તો સભાને રંજન કરૂં.

રાજા—ઠીક ત્યારે.

ગુણકાઓ— ગાયન.

( રાગ ઝીંઝોટી ત્રીતાલ )

બતાદે સખી કોન ગલી ગયો શામ,
કોન ગલી ગયો શામ, બતાદે સખી કોન ગલી ગયો શામ;
ગોકુલ ઢુંઢા બીંદ્રાબન ઢુંઢા,
ઢુંઢા શેરી નંદગામ, બતાદે સખી કોન ગલી ગયો શામ.
રસ્તામી ઢુંઢા ગલીઓમી ઢુંઢી,
ઢુંઢા શેહેર તમામ; બતાદે સખી; કોન ગલી ગયા શામ.

રાજા—શાબાશ ગુણકાઓ, તમે બહુ સારૂં ગાયન ગાયું બીજું એકાદ ગાઓ, જોઇએ !

ગુણકાઓ— ગાયન

( રાગ સારીગમનો. )

સારીગમ પધની સા સૈયાં ( ૨ ) આખર રહેશે આ ડૈયાં,
તું [illegible]ની સૈયાં. ( ૨ ) સાસાનીની સાસાનીની સૈયાં;
ધામીકીટ ધામીકીટ ધૈયાં, ( ૨ ) આખર રહેશે આ ડૈયાં,
ઝમઝુમ ઝમઝુમ ઝૈયાં ( ૨ ) તાતા તાતા તા થૈયાં
સારીગમ પધની સા સૈયાં ( ૨ ) આખર રહેશે આ ડૈયાં,

રાજા=શાબાસ. શાબાસ પ્રધાનજી આ ગુણકાયોને ૫૦૦ સોના મો હોરો અને પોશાક આપો

પ્રધાન—જેવી માહારાજની આજ્ઞા (ઇનામ આપેછે)

ચોપદાર—(પ્રવેશ કરીને) મહારાજ કોઇ ભાટ આવેલા છે તે સ ભામાં આવવા માગે છે.

રાજા—આવવા દો!

ભાટ—ખંમા સૂર્યપુર વાસી માહારાજાને ખંમા બાપુ!

રાજા—કેમ બારોટ ક્યાંથી આવો છો!

ભાટ—માહારાજ આપનુ નામ અને કીરતી સાંભળીને ગુજરાત તર ફથી આવું છું.

રાજા— કંઇ કવીત જવીત જાણો છો કે?

ભાટ—માહારાજ એતો હમેશ ધંધો છે એટલે કેમ નહી જાણીએ!!

રાજા—ઠીક ત્યારે મીત્રના વસે બોલો જોઉ?

ભાટ— કવીત.

મીત્રની પવિત્રત તો, પરખીએ પ્યાર થકી;
નકી એના પર પ્રિત, અંતરમાં આણીયે.
સુદ્ધ સ્નેહ ધારે, હીત કરે વરે વારે,
સારે ઉચ્ચારેને, વિચારે દુખ વામવે.
પ્રાણ આપે પ્યારે, જશે જળમા ધી ગળે;
અરી મારેને ફુગારે, ત્યારે, પ્યારે એ પ્રમાણીયે,
સ્નેહ સણગાર સાગ, વપુમાં સજાવે પગ;
ખાપણ મતાન ત્યારે ખરા મીત્ર જાણીયે

રાજા—શાબાસ બારોટજી ખુબ વર્ણન કરયુ હું તમારા કવીતથી ઘણો જ ખુશ થયો છું, માટે માગો જે જોઇએ તે?

ભાટ— કવી ૧.

માગ માગ લેન હાર, માગે પર દેન હાર;
એ શે બે સહુકાર, જાન બીચ જેતે હે.
માગે ના મરદ જાગ, મરદ જાય માગે નાય;
મરદકુ મરદ દાન, મના મના દેત હે
કહત હે કલ્યાણ ! ! ભુપ, માનીયે સુજાણ;
હમ મરદુ કે દાન માત્ર, મના મના લેત હે.

રાજા—સાબાસ, સાબાશ, બારોટજી, પ્રધાનજી આ બારોટને બે ગામ યાવતચંદ્ર દીવાકર વંસ પરંપરા ઇનામમાં આપો ? અને તે નો લેખ તઇયાર કરી ઉપર રાજ મોહર કરો.

પ્રધાન—બહુ સારૂ મહારાજ ! ( લેખ લખી ઉપર મોહર મારી બા રોટને આપે છે )

વિદુષક—નધાનુ થાય છે ! પણ આ ઠા વરસ થયાં રાજાની નોકરી કરૂ છુ પણ મારા ઉપર તો કોઇ દહાડો રાજા ખુશી થયા જ નહીં, એ પણ નસીબની બલીહારી ! !

ચોપદાર—મહારાજા ધીરાજ બાહાર આપણા ગામના નગર સેઠ અને તેનો મુનીમ આવ્યા છે, હુકમ હોય તો આવવા દઉં.

રાજા—આવવા દો ? પ્રધાનજી ! નગર શેઠને માન આપીને ખુરશીપર બેસાડજો ?

પ્રતાપચંદ્ર—નમન કરેછે) ( પ્રધાન વીગેરે ઉભા થાને માન આપેછે

રાજા—કેમ નગર સેઠજી, ખુશીમ છોના ?

પ્રતાપચંદ્ર—મહારાજ છુ તે ખુશામાં પણ,

રાજા—કેમ અટકી ગયા ? તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો ! હુ સાંભળવાને તઇયાર છું, કારણ તમે મારા ખરેખરા મદદ ગાર ગણાઓ છો,

પ્રતાપચંદ્ર—મહારાજ હું શું કહું મારૂં નસીબ ફુટેલું છે.

રાજા— } હે, હેં, શું ! ! કોતો ખરા તમને જે દુખ હશે તે દુર
પ્રધાન— } કરવું એ હમારી ખરેખરી ફરજ છે, માટે બેલાશક કહો,
તમને શું દુખ છે !

પ્રતાપચંદ } ગાયન.|
મુનીમ }

( રાગ, ફરીયાદ ફરીયાદ છે રાયજી )

ફરીયાદ ફરીયાદ છે રાયજી, તમે કરો હાવે મુને સ્હાયજી;
છે પુત્ર મારો મદન જેનું નામ, ઉડાવા દીધો મારી પુંજી તમામ
નથી ઘેર રહતો હવે શું કરૂં, વગર મોતે હું તો હવે મરૂં;
રહે છે તે નીત્યે ગુણીકાને ઘેર, ફસાવ્યો છે રંડે કરી કઇ પેર;
અપાવો રાજજી એ ગુણકા કને, તો તો સુખ થાય નકી મને.

મહારાજ, હું શું કહું, નાનપણમાં એકના એક પુત્ર હોવાથી મેં ઘણાં લાડ લડાવ્યા. અને સ્વછંદે ફરવા દીધો, ત્યારે એ નઠારા મીત્રો સાથે વેસ્યાને ઘેર જતાં સીખ્યો, અને ઘરમાંથી રૂપીઆ ઘરેણાં વીગેરે ચોરીને વેસ્યાને ત્યાં લઇ ગયો ગામમાંથી મારી આબરૂ ગઇ, ન્યાત બાહાર મુકાયો હવે ગઇ કાલનો એની સ્ત્રી વસંતપુરથી આવી છે, તે જો આ વાત જાણશે તો માહા કલ્પાંત કરશે, કારણ તે ઘણીજ સદગુણી અને સતી છે. માટે મહારાજ મારૂં દુખ કાપો, અને એ ગુણકા પાસેથી મારો પુત્ર અપાવો, એટલીજ મારી ફરીયાદછે.

રાજા—પ્રતાપચંદ, બેશો ગભરાવો નહી ? સૌ ઇશ્વર સારા વાના કરશે. કેમ શાસ્ત્રી ? આને માટે શું કરવું.

શાસ્ત્રી—જુઓ રાજન શાસ્ત્રમાં કહ્યું છે કે પુત્રને,

**पंचवर्षा निलाडयेत् दसवर्षानि त डयत,**

છોકરાને પાંચ વર્ષ સુધી લાડ લડાવવા અને પછી તેને હમે-
શા સારી શીખામણ આપી ભણાવવો અને જો રીતસર નહી
વરતે તો દશ વર્ષને થાય ત્યાં સુધી મારવો, પણ ખરા તેવી
રીતે નહી થવાથી આ પરીણામ આવ્યું છે, માટે એમાં ખ-
રો વાંક તો માતા પીતાનોજ ગણાય, કે પુત્રને નાનપણમાં
વારે નહી ત્યારે પછી મોટપણે આવા પરીણામ આવે,

પ્રતાપચંદ—ખરીવાત છે સાહેબજી આમાં પ્રથમ મારીજ ભુલ થઇ છે
નહીતો આવું પરીણામ આવત નહી.

સારથી રાજને વેશ્યા ઉપર વારંટ કાઢી પકડી મંગાવી છોકરો શેઠને
સ્વાધીન કરાવ્યો.

રાજા—પ્રધાનજી કોટવાળની મારફત એ કુંદકળાને અને મદનને વારં
ટથી પકડી મંગાવો ! અને એનો બંદોબસ્ત આવતી કાલ રાખો
કારણ આજે કચેરી બરખાસ્ત કરવાનો વખત થઇ ગયો છે !

ચોપદાર—કચેરી બરખાસ્ત આસ્તે કદમ નીધારખો મહેરબાન

( કચેરી બરખાસ્ત થાય છે બધા જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### છગનદાસનુ ઘર અને રસ્તો.

છગનદાસ—કેમ કુરચંદ, પેલા મદન તો હવે કુંદકળાને ત્યાંજ પડ્યો
રહે છે ને.

કુરચંદ—હા, ત્યાંજ પડ્યો રહે છે, ન્યાત બહાર પણ મુકાયો પણ તમે
બીજુ જાણો છો, એની વહુ પરમ દીવસે આવી !

છગનદાસ—એમ કે ! ! પણ જેમ તેમ થાય, એ મદને આપણો કુંદ-
કળાને ત્યાંથી પગ કાડયો. માટે એને તો જોયો જ. કેમ

કુરચંદ તમારો શું વીચાર છે, મારો વીચાર તમને મળતો આ લો છળદાસને ત્યાં આવો છો,

કુરચંદ—હા ચાલોની મે પણ ઘેરથી એજ વિચાર કરયો હતો કે આજે બે ચાર દીવસ થયાં રંગ પાણી ઉડાવ્યાં નથી. માટે આજે તો ગમે ત્યાં જઇ સેહેલ કરવી.

ગપ્પીદાસ—ત્યારે ચાલો, એકાદ બાટલી લો, અને થોડું ચવેણું લઇ લો, એટલે બસ છે,

કુરચંદ—હા, એ વાત તો ખરી, પણ મારા ખીશામાં તો એક પૈ પણ નથી અને એદલજીનું નામુ ચડી ગયુ છે, તે હવે ધીર તો નથી. માટે હવે શું કરવું.

ગપ્પીદાસ—મારે પણ હવણાં એમ જ છે, તે દીવસે બૈરીની બંગ ડી વેચીતી. તે હવે પુરા થયા. પણ ચાલો દેવશંકરને ત્યાં મારૂં ખાતુ ચાલે છે, ત્યથ ખાવાનું લેતા જઇએ એટલે છ- ળદાસ ધણીએ મંગાવસે.

( બન્ને જાણા જાય છે )

છળદાસ—( સ્વગત ) બીજા ઘણાએ પુસ્તક વાંચ્યા ! પણ આ, કોક શાસ્ત્રમાં તો ખરેખરી મઝા છે. પદમણી કેવી હોય ! હંસ- ની કેવી હોય ! ચીત્રનીના કેવા ગુણ, અને સંખણી તો આ જે ઘેરઘેર છે, કેવતમાં પણ છે કે;

દોહરો.

રસીક પ્રોથા બીન ચાતુરી, ગીતા પઢે બીન જ્ઞાન;
કોક પ઼ઢે બીન રતુ કરે, ઓ નર પશુ સમાન.
એ વાત તે સાચી, કોક શાસ્ત્ર તો પાંચમો વેદ ગણાય છે,
( બારણું ઠોકાય ) એ કોણ છે !

ગપ્પીદાસ } એતો હમે છઈએ. છગદાસ ભાઇ, બારણાં ઉઘાડો,
ફુરચંદ } પીજે દાહાડે પણ આમ બારણાં બંધ કરીને શું કરોછો. !

છગદાસ—ઉભા રહો ઉઘાડુ છું ( બારણાં ઉઘાડે છે )

ગપ્પીદાસ—પોટલું મુકે છે.

છગદાસ—એ શું લાવ્યા છો, માલ પાણી છે કે શું !

ફુરચંદ—માલ છે, અને પાણી તો તમે મંગાવો ત્યારે,

છગદાસ—ઠીક ત્યારે લો ગપ્પીદાસ લેતા આવો

રૂપીઆ આપે છે )

ગપ્પીદાસ—( દારની બાટલી લેઇ આવે છે ) લો ભાઇ લાવ્યો.

ફુરચંદ—આવી જાઓ ત્યારે હવે વાર શું કામ લગાડવી.

( ત્રણે જણાં પીવા બેસે )

ગાયન.

( રાગ અંગ્રેજી. )

ઉડાવો રંગ આજ લાલ, છે મઝા મઝા;
છે મઝા મઝા, બહુ મઝા મઝા. ઉડાવો રંગ આજ લાલ,
રંગતો ઉડાવો આજ, ખાઓ સારા સારા ખાજ;
ઐશ પછી માહારાજ, છે મઝા મઝા. ઉડાવો રંગ આજ લાલ,
સ્વાદ ખુબ રંગમા, ને વળી છે ભંગમાં;
મસ્ત બહુ જંગમાં, છે મઝા મઝા. ઉડાવો રંગ આજ લાલ,

છગદાસ—કેમ તમે કંઈ નવા જુની સાંભલી કે !!

ગપ્પીદાસ- ના રે ભાઇ શું છે વળી કોની

છગદાસ- ઠકગ ઉપર પ્રતાપચંદ્ર રાજાને ફરીયાદ કરી છે. તેનો આવતી કાલે કેશ સાંભળવા જવુ હોય તો કાલે જઇશું,

ફુરચંદ—સાંભળવા જઇશુ પણ કુંદકળાને ત્યાંથી મદનને લીધે આ

પણો પગ નીકળી ગયો માટે વખત આવે એનું કાટલુ કાઢ્યા વગર મને ચેન પડનાર નથી કેમ તમારી શી મરજી છે. એ સાળાને તો ટેકાણેજ કરી નાખવો એટલે પછી કુંદકળા શું કરે છે તે જોઇશું.

ગપ્પીદાસ—મારો પણ એવોજ વીચાર છે, જો એનું કાટલું કાઢીયે તો એની બૈરીનું પણ કાંઇ થાય ! !

ફુરચંદ—ચાલો ત્યારે હવે ફરવા જઇએ !

બધાએ—હા ચાલો ( બધાએ જાય છે )

## પ્રવેશ ૫ મો.

### કુંદકળાનું ઘર અને દરબાર.

કુંદકળા—કેમ મદનલાલ, મેં સાંભળ્યું છે કે તમારે ઘેર તમારી આણપ્રિયા આવ્યાં છે, મળવા જશો કે નહી !

મદન—મારે ત્યા શું કરવા જવુ જોઇએ, મારી પ્રાણપ્રિયા તો આ મારે સામેજ બેઠી છે, ( હસે છે )

કુંદકળા—પ્યારા, જેવો પ્રેમ રાખ્યોછો તેવો હંમેશા રાખશો, તો પછી મારે દુનિયાંમાં બીજા કશાની જરૂર નથી !

મદન—પ્યારી, જ્યારથી તારી સાથે પ્રેમ બંધાયો છે. ત્યારથી મને બીજી કસી વાત ગમતીજ નથી.

ગાયન.

રાગ ( બરવાની ઠુમરી )

જો મન મોહિની રામા ન હોયે, તો ભવ પાર પડેજ નહી;
જો મનમોહિની રામા ન હોયે,
દિર્ઘ નયનની પ્યારી વીના આ, સંસાર સર્વ અસાર સહી;
જો મન મોહિની રામા ન હોયે.

કોકીલ સ્વરની રામા વીના આ, આયુષ્ય સર્વ અસાર ભાઇ;
જો મન મોહિની રામા ન હોય.
કામીની કુચ મીચ પ્રાણ વીના આ, સંસાર સર્વ અસાર સહી;
જો મન મોહિની રામા ન હોય.

દાસી—ભય ભારેભ !! સીપાઇઓએ આપણા ઘરને ઘેરી લીધું છે અને પુછે છે કે કુંદકળા ક્યાં છે,

કુંદકળા—પ્રાણનાથ, એ શું હશે !! શા કારણથી સીપાઇઓ આપણે ત્યાં આવ્યા હશે !

સીપાઇ—( પ્રવેશ કરીને ) કુંદકળા કોનું નામ

કુંદકળા—કેમ શું છે મારૂં નામ કુંદકળા,

સીપાઇ—મદન કોનું નામ !

મદન મારૂં નામ.

સીપાઇ—ચાલો તમારા બન્નેના ઉપર ફોજદારી કોરટનું વારંટ છે, માટે આગળ થાઓ.

કુંદકળા— }
મદન— } પણ શા ગુન્હા બદલનું વારંટ છે. તે કહેશો કે નહી

સીપાઇ—તે બધું ત્યાં સમજાશે, ચાલો આગળ થાઓ. ( બીજા સીપાઇને ) આ લોકોને હાથ કડી નાંખો

બીજો સીપાઇ-( બને હાથે કડી નાખે છે. ) ચાલો આગળ !

મદન—ચાલીયે છઇએ, એમ શાનો કરે છે !

સીપાઇ—( ચાપખો મારે છે ) સીધો સીધો ચાલજે નહીં તો વળી ખાજો પડશે.

કુંદકળા—

ગાયન

( રાગ ગારબારીરે. )

પ્રાણ પ્યારીરે, આતે શું કેવાય
ઉઠે શુળ હ્રદયમાં હાય:

રાજાજીરે આ માટે બોલા
બંધ બાંધીરે પકડીને મંગારે.

સુબ—શું ગુન્હા કર્યો મેં આરે, તેનુ રાજાજી શુ ધારે;
બંધન બેડી છે શું વારે, શુ થાસેરે પ્રાણ તમારે પ્યારે
પ્રાણ પ્યારારે, આતે શું કેવાય:—ઉંડુ મુજ૦

મદન-પ્રાણ પ્યારીરે શોક શુ કરવા ધારે;
મને પ્રેમ વચન મીઠ મારે;
મુજ હાથેરે છે, જો, બેડી આરે.
સીપાઇ ડારે જોતી નારજ મારે,

સુબ—હુ વણીક કેરો તન, મને લજ્જા આવે છે મંન;
હુ ખત્નુરે અતી ધણેર ધન, હુ મોટા કેરો તંન.
પ્રાણપ્યારીરે શોક શુ કરવા ધારે, મને પ્રેમ વચન.

સીપાઇ—ચાલો હવે વાર લાગે છે ( બન્નેને લઇ જાય છે )

---

# અંક ૫ મો.

## પ્રવેશ. પહેલો.

### સુર્યપુરમાં રાજાની કચેરી.

પ્રધ ા—માહારાજા આજે કુંદકળા વાળો કેસ આપે ચુકવવાનો છે હુ કમ હોય તો રજુ કર ?

રાજા—પ્રતાપચંદ હાજર છે ?

પ્રધાન—હા માહારાજ હાજર છે.

રાજા—પ્રધાન ! કુંદકળા, મદન, પ્રતાપચંદ, વીગેરેને બોલાવો ?

પ્રધાન-( ચોપદારને ) જા બધાને હાજર કર !

चोपदार-( प्रधानने हाजर करे छे )

प्रधान-प्रतापचंद्र ! तमारी शी हकीकत छे ते माहाराजाने रोशन नकरी ?

प्रतापचंद्र—माहाराजा धीराज ! मारी हकीकत आपने मे रोशन करे ली छे, हवे आप जे पुछो तेनो जवाब आपवाने तइयार छुं

राजा—प्रधानजी ! मदनने पुछो के तु तारा बापने त्यां नही रहेतां कुं दळाने त्यां केम रहे छे.

प्रधान-( मदनने पुछे छे ) केम मदनलाल तमारूं नाम के ?

मदन—हा साहेब !

प्रधान—तमे तमारा बापने त्यां केम रहेता नथी ?

मदन—मारे क्यां रहेवु अने क्यां नही रहेवुं ते बाबतमां हुं स्व तंत्र छुं साहेब.

प्रधान—बीजी तीजी वात जवा दो, अने सीधो जवाब आपो ! का रण तमे एक खान दानना पुत्र छो. जेथी तमने मान पुर्व क पुछवामां आवे छे. अने माहाराजा पण तमारु मान जाळ वे छे, माटे खरे खरी वात होय ते कही दो !

मदन—आ बाबत प्रथम कुंदळाने पुछो तो सारी वात छे, कारण हुं वचनथी बंधाइ गयो छुं

प्रधान—( कुंदळाने ) केम कुंदळा, तने गाममां वसवा दीधी त्यारे आवा सारा माणसोना छोकराने फसावी तेनी आबरु पायमा ल करावे छे के, लोक आ मदनने ते केम घरमां राख्यो छे ! राजा साहेबनो हुकम छे के, हवणां ने हवणां एने एना बा पने स्वाधीन करी दे. अने जो अत्यार पछी आवा कृत्य कर वामां आवसे, तो तने तुरत देश पार करवामां आवसे !

कुंदळा—साहेब मारो तो धंधो छे, एटले एमां मे कांइ गुन्हो करयो नथी. एम हुं समजु छुं.

પ્રધાન—બસ બીજી વાત જવાદે રાજા સાહેબનો હુકમ છે કે હવણાં જ મદનને એના પીતાને સ્વાધીન કરવો પડસે !

કુંકણા— ગાયન.

( રાગ—સુણો દીલ્લી તણા ધર નાર. )

સુણો પ્રધાનજી, કહું સાચી વાત; મદન કેમ હવે મુકું રે,
કરો કરવી; ઘટે મમ બાત, મદન કેમ હવે મુકું રે,
લાગી એ શું. અરે હો લગન, મદન કેમ હવે મુકું રે,
સોપ્યુ એને મે, તન, મન, ધન, મદન કેમ હવે મુકું રે,
નથી અન્ય પ્રાણ શું, મારે પ્રિત, મદન કેમ હવે મુકું રે,
જોડુ મદનને એ શું, મારી રીત, મદન કેમ હવે મુકું રે,
પડી પ્રેમ તણી ગાંઠ ખાસ, મદન કેમ હવે મુકું રે,
કીધો અંતરમાં, એણે મમ વાસ, મદન કેમ હવે મુકું રે,

સાખી.

મુકુ નહી હું રાયજી, એ મમ જીવન હાર;
જીવુ નહી હુ એ વિના, એ મુજ પ્રાણાધાર.

રાજા—એ તારૂં ટાયલુ સાંભળવાને હું બીલકુલ ખુશી નથી. માટે તને બીજી વાર કેવામા આવે છે કે જો તારે બચવું હોય તો મદનને એના પીતાને સ્વાધીન કર નહી તો તને સખત સજા કરવામાં આવસે !

ગાયન.

રાજા-( કરોધા વેશમાં ) ( રાગ દીલી તણાનો )

અરે કુંકણા કુછંદી જાત, તને હવે નહી મુકુરે.
તારે નહી મળે નાતને જાત, તને હવે નહી મુકુરે.
તારૂં આવ્યું જાણુ છે અંકાળ, તને હવે હું નહી મુકુરે.
કેની સોપ હું તો વણીકનો બાળ; તને હવે હુ નહી મુકુરે.

તારા કપાવુ હું નાકને કાન, તને હવે હુ નહી મુકુરે,
તારુ ઉતારુ હુ તો અભીમાન, તને હવે હું નહી મુકુરે.
કહી સમજાવિને તને વાત, તને હવે હું નહી મુકુરે.
તોએ માનતી નથી કમજાત, તને હવે હું નહી મુકુરે

કુંદકળા–( નમન કરીને ) મહારાજા આપ કરોધ સમાવો હું તમારા હુકમ પ્રમાણે કરવાને તઇયાર છું,

રાજા–સોંપી દે ત્યારે, પ્રતાપચંદ્રને, એના પુત્રને ! પ્રધાનજી ! આ મદનને પ્રતાપચંદ્રને સોંપો ! અને કહો કે હવે પછી જો આ કુંદકળાનો સંગ કરેલો જોવામાં આવશે તો સખત સજા કરવામાં આવશે આ વખતે તો તમારા પોતાની આબરૂને લીધે બચવા પામ્યા છો, હવેથી બચશો નહી કારણ તમારું જોઇને નગરના બીજા છોકરાઓ પણ બગડે માટે તમને ચાખામણુ દેવામાં આવે છે તે પ્રમાણે ચાલવું !

પ્રધાન—( કુંદકળાને ) જો કુંદકળા હવે પછી તારા સંબંધો હમારી કચેરીમાં ફરીયાદ આવી. તો તને સખતમાં સખત સજા કરવામાં આવશે, જા તને રજા છે,

રાજા–( પ્રતાપચંદ્રને ) પ્રતાપચંદ, આ તમારા પુત્રને ઘેર તેડી જાઓ, અને જો હવે પછી નહી સુધરસે તો એને દેશ પારની સજા કરવામાં આવશે ! એમ નક્કી સમજવું [ મદનનેજેમદન આ વખતે તને તારા પોતાના શરમથી છોડવામાં આવે છે પણ હવે પછી હું મારૂં વચન ફેરવનાર નથી એ તારે નક્કી સમજવું.

મદન—મહારાજ હવેથી હું મારા પિતાની આજ્ઞામાં રહીને તે જેમ કહેશે તેમ કરીશ, મને આટલી વખત માફ કરો.

પ્રતાપચંદ—મહારાજા ધીરાજ આપે મારી આબરૂ ધ્યાનમાં રાખી

ખાનગી રીતે ઇન્સાફ કરી આગ પુત્રને મને સોંપાવ્યો, તે મા ન ઉપર ઘણીજ કૃપા કરી છે, હું આપનો સદા આભારી છુ માહારાજ.

રાજા—( પ્રધાનને ) કેમ આજે કંઇ બીજો કેશ છે !

પ્રધાન—ના માહારાજ.

વિદુષક—મહારાજા ધીરાજ ! ! મારો એક કેશ ચુકવો તો સારુ,

રાજા—તારી શું ફરીઆદ છે ? તે કહે જોઇએ.

વીદુષક— ગાયન.

( રાગ : કટાવની ચાલ.

અરજી સાંભળો ને માહારાજ, કેતા આવે છે મુજને લાજ,
નારી પરણ્યો એકુ આજે, પણ સુખે નહી ખાવુ ખાજે,
ઉઠે વહેલા અગીઆર વાગે, મોંઢુ જોતા ડાકણ લાગે,
છોકરા ઉઠીને ખાવા માગે, હાડકાં ત્યારે તેનાં ભાગે.
વાસીદુ વાળુ. પાણી પીવાના ગોતા ગાળુ,
વાસણ એઠાં હું અજવાળુ, પથારી બાના વિંટા વાળુ,
પછી રોટલા ઘુમો પાડુ, ત્યારે ઉઠે હલવુ ગાડુ;
દેણી બાઇ છે ઘરવુ પાડુ. અંગ દીસે છે ભેંસવી જાડુ,
પરણો એવી નીલમ નારી, સોભા ઘરનાં દીસ ભારી:
બે બૈરાંએ દુઃખ મુજ ભારી. ઇનસાફ કરો મુજ મન વિચારી.

રાજા—વિદુષક તારો ઇન્સાફ એટલોજ કે એ બન્ને રાંડોને ખુબ ગુંદાપાક જમાડવો એટલે પાસરી દોર થઇ જશે,

વિદુષક—માહારાજા હું એકલો ને તે બે એટલે હું જો વધારે બોલવા જાઉં તો મુજ ગુંદાપાક ખાઉં માટે માહારાજા ? મેતો મુનીવ્રત લીધુ છે,

રાજા—બાઇ તારો ઇનસાફ તે તારે હાથેજ કરયો છે, એટલે હવે કંઇ કરવાનો બાકી નથી,

પ્રધાન—મહારાજ વખત બહુ થઇ ગયો છે,

રાજા—હા ! ચાલો કચેરી બરખાસ્ત કરો !

ચોપદાર—કચેરી બરખાસ્ત આરને કદમ નિગાહ રખો મેહેરબાન, શ્રી સૂર્યપુરાધીશ મહારાજા ધીરાજને ! ખમ્મા ખમ્મા,

વિદુષક—વિદુષક મહારાજને ! ધોરાજને ! ખમ્મા ખમ્મા, બંદા પણ રાજાના રાજા છે ? તો રાજા ખમ્માના જવાબ કરે છે પણ આ બંદાએ કેવા વમળમાં નાખ્યા, બાકી [illegible] ક્યાંથી ! છોકરાંઓ તો પડોસીના ઘેર તેજ તો ! બાકી ઘરમાંતો છોકરામાં, અને બૈરામાં [illegible] ! ! રાજા પણ શું જાણશે કે મારામાં આટલું પાણી છે ! શું આ બંદા કંઇ કાચા છે, બહાદુર બાપ બહાદુર. ( એમ કહી પોતાનો વાંસો ઠોકી નાસી જાય છે )

---

## પ્રવેશ ૨ જો

પ્રતાપચંદના ઘરમાં મદનને સુવાનો ઓરડો.

લીલાવતી — ગાયન.

( રાગ ) ગજલ અગર હમ બાગના હોતે,
આવો પ્યારા બેસો વ્હાલા, ( ૨ ) નિભાવો પ્રેમ તમે હાવે,
ઘડી ઘડી યાદ કરતી હું, બોલાવો મુજને આજે ( ૨ )
રમો હવાં પ્રેમ ગેહરામાં ( ૨ ) સદા સંતોષે મુજ વ્હાલા,
નિભાવો પ્રેમ હવે મુજથી, કરૂં હું તો કાલાવાલા, ( ૨ )
ગણો મુજને સદા દાસી, ( ૨ ) પુરો આશા હવે મારી;
સદા રહો નાથ સંતોષી, ઘરી ધારજ અતી ભારી, ( ૨ )

મદન— ગીતી.

નહિ બોલ તું નારી, જાણી તારી સઘળી પતરાજી;
મીઠુ બોલી મુજને, કરવા ધારે તુ તો ખરે રાજી.

લીલાવતી—પ્રાણનાથ ! હું તમને હંમેશા મારા અંતઃકરણમાંથી ખસ વા દતી નોહોતી. તેમજ મારા પાયેરમાં હંમેશાં તમારા તેડા ની રાહ જોતી હતી. અને આજનુ તેડવા આવ્યો એટલે તુરત હું અહીયાં આવી જવાં પ્રાણ પતી જે કંઇ મારો અપરાધ થ યો હોય તો મને માફ કરો ! અને મને સદાએ હામા ગણો,

મદન—તારે મારી સાથે બીલકુલ પંચાતી કરવી નહીં, તું તારે ર સ્તે ને હું મારે રસ્તે, મારે તારૂ બીલકુલ કામ નથી તુ મા- રાથી દુર રહે, નહી તો પછી મારાથી કોઇ ભુડો નથી.

લીલાવતી—પ્રાણ પતી આ દાસીનો શું અપરાધ છે કે મને આ- મ કરો છો ? ( હસીને ) શું વ્હાલા મારાથી રીસાયા છો કે શું ?

મદન—(ગુસ્સામાં) તને એક વાર કહ્યું તે માનતી નથી કે ? ખબ રદાર જો મને બોલાવ્યો તો, તને એક વાર કહ્યું કે તારેને મારે બને એમ નથી, માટે આઘી ખસ મારાથી;

લીલાવતી— ગાયન.

( રાગ પીતાજી આ કાપ તમે શો કર્યો. )

સ્વામીનાથ આ શુ વદો છો તમે;
સદા નારી પોતાના પાદથી રમે,
કરો કેમ અળગી તે મુજને કહો.
વગર દોષે, સાને આ દેહને દહો,
કરો માફ મુજને, જે ભુલો થઇ;
તમારા વગર રહુ કયાં હું તો જઇ,

કરો મહેર સ્વામી આ દાસી પરે,
સ્વામી જાઓ તો તો આ, દાસી મરે.

મદન— ગાયન.

( રાગ ઉપરનો )

કહું તારી તુજને હું વાત ખરી;
તારી સાથે જાસે નહી મુજને જરી,
તારે માટે મારી ગઇ આબરૂ;
હવે કેમ પડસે તુથી પાધરૂ,
પીતા મારા મુજથી જે રે.શે ભર્યા;
તેના નિશ્ચે જાણું હુ તેં તા કર્યા,
બાંધી બંધ લઇ ગયા કચેરી મહી;
બધું તારે સાર એ સઘલું કહી,

મારી આ પકના કાકા કરાવ્યા ! મારી વ્હાલી કુંદકળાને અને મને બંધ બાંધી કચેરીમાં આણ્યા ! રાજા પાસે મારો ઇનસાફ કરાવી, કુંદકળાને ભર કચેરીમાં અપમાન અપાવ્યું ! અને હવે મારી સાથે પ્રીત કરવા આવી છે ! જા આવી ખશ ? હું આ ઘરમાં કદી રહેવાનો નથી. તેમજ મારી પ્યારી કુંદકળાની પ્રીતી તોડીને તારી સાથે પ્રીતી કરવા માગતો નથી ! માટે આ ઘરબાર માલ મીલકતની મારે કસી દરકાર નથી હું તો આ ચાલ્યો હવે રાજા કે રાજાનો બાપ આવે તો પણ પાછો આવનાર નથી !! આ ગામમાં જગત નહી રહેવા દેતો બીજા પણ ગામ છે ! ગમે તેમ થાઓ પણ કુંદકળાનો પ્યાર તોડનાર નથી નથી ને નથી. આ હુ તો ચાલ્યો. ( જાય છે. )

લીલાવતી— પ્રાણનાથ !! તમે જે બધુ કહ્યું તેમાંનું હું કશું જાણતી નથી ! હું નિરપરાધી છું ! મારા ઉપર શાને માટે ગુસ્સે થાઓ છો, જો હું આ બાબતની કંઇ પણ વાત જાણતી હોઉ તો તેં

મે કો તેના માગન ખાઉ, સ્વામીનાથ! આ દાસી ઉપર કૃપા કરે કૃપા કરો, હે ભગવંત. મે શો તારો અપરાધ કીધો છે કે તું મારી વારે ધાતો નથી ? હું નિરદોશ છું ! તેનો સાક્ષી તુંજ સ્વામીનાથના મનમાં મારે માટે આવા વિચારો આવશે એમ હું બીલકુલ જાણતી નહોતી ! ! ( એમ કહી મદનને બાઝવા જાય છે ) ( મદન બારણાં ઉઘાડી ચાલ્યો જાય છે )

ગાયન.

( લલીત છંદ. )

અરર ! ! હે પ્રભુ શું હવે કરૂં. વગર મોતથી હુંજ તો મરૂ;
ધરતી ના મને માર્ગ આપજે, દીનાનાથ તું કષ્ટ કાપજે.
પતી રીસાઈને ચાલી તો ગયા, અરર માહરી આવી નહી દયા
સ્વસુર જાણશે મહેશ ખરે; વગર મોતથી તેજ તો મરે.
શી દશા હવે મારી તો થશે દાન વિયોગમાં શી રીતે જશે:
કરૂં ઉપાય શું પતીના પ્રભુ, ખરો ઉતારજે કુંદનો વિભુ.

---

## પ્રવેશ ૩ જો.

### કુંદકળાનું ઘર અને રસ્તો.

કુંદકળા—મદન વગર તો બીલકુલ ચેન પડતું નથી; હવે એ ક્યારે આવશે ! ! ગમે તેમ થશે પણ મદન આવ્યા વગર તો નહી રહું,

દાસી—બાઈ સાહેબ જુઓ ! જુઓ ! કોઈ બારણું ઠોકે છે ધારોતો મદનના જેવા છે ! !

કુંદકળા—જા જા, વ્હેલી જઈને બારણું ઉઘાડ. જા, વ્હેલી જા !

દાસી—આ, ચાલી ( બારણું ઉઘાડે છે. અને મદન આવે છે )

ગુણવંતી—નશીબ મારૂં ને તારૂં સાથે.

કમળા—મા, હવે શું કરીશું, પ્રતાપચંદ્ર આવે છે )

પ્રતાપચંદ્ર— કેમ શું છે ?

ગુણવંતિ—એનો જેનું તેજ, વળી બીજું શું. બાઇ પાછા ગયા,

પ્રતાપચંદ્ર—( નીસાસો નાંખીને ) હવે શું કર, છેલ્લો ઉપાય રાજા પાસે જવાનો હતો તે પણ કરી ચુક્યો, હવે તો આપણું ન સોંમ, જે થાય તે ખરૂં ! !

લીલાવતી—સસરાજી જો તમે અને સાસુજી મને રજા આપો, તો હું જાઉં ! ને એમને ગમે તે રસ્તે સમજાવીને લાવું,

પ્રતાપચંદ્ર— } બહુ સારૂં, તું કહી છે તુ ગમે તે યુક્તિ કરીને લા-
ગુણવંતી— } વી શકશે, એવી મને સંપુર્ણ ખાત્રી છે, માટે હમો બન્ને જણા તને ખુશાથી રજા આપીએ છીએ.

લીલાવતી— ગાયન.

( રાગ વણજારાનો )

તમે સાંભળો વડીલો મારા હું ગુણ બતાવું મારા;
એ વેસ્યા ગુણ અપારા. હું ગુણ બતાવું મારા. ૧
હું રૂપ પલટીશ જ મારૂં, નવ લાગે કુળ નઠારૂં;
મન માંહી છૂ એવુ ધારૂં હું ગુણ બતાવું મારા. ૨
આઉ માળન મન વીચારી, કામ કરવું અતીશે ભારી,
કર કુંજને તારો તારી, ગુણ બતાવું મારા. ૩

પ્રતાપચંદ્ર— } ઘુકતો તો ઠીક છે,
ગુણવંતી— }

કમળા— ગાયન.

( રાગ. રાજા વાત કહુંછું સાચી. )

આવી વાત કહું છું ... હું આવે તારી હું;

લીલાવતી-શું કરીયે એ પણ એક વખત છે જેથી માણસ નવું પડ્યું છે એ રાંડનુ ઘર કેટલેક છે તમે મને આઘેથી બતાવજો અને થોડે દુર ઉભાં રહેજો,

કમળા—પેલુ દેખાય પણ હજુ જરા દુર છે હવે થોભો આજ ઘર,

ગાયન.

( રાગ મેરાગમ હાતરાના )

જુઓ બાબી હમારી, દીશે છે બારી, ઉભા તમારા સ્યાંમ,
વેશ્યા છે કેરી, ભુડનું જેવો, તે શું મોયા છે કામ—દીશે છે બારી૦.
જોજો વીચારી, જાણું ન થાય, કરજો મંબાણી કામ,
જાણે નહી તે જુકની તમારી, મરજો હેયે હામ—દીશે છે બારી૦.
જુઓ વાત વિચારી. મન હું ધારી, ઉભા તમારા સ્યાંમ,

લીલાવતી—કદી ફોકટ નહી હવે હું જાઉંછુ તમે અહીંયાજ બેસજો?

કમળા—હા! હું અહીંયાં બેસુંછું, તમે સુખેથી જાઓ અને કામ ફતે કરો,

( હાથમાં ફુલની છાબ લઇને લીલાવતી જાય છે, )

લીલાવતી—( વેશ્યાના ઘર આગળ )ગાયન.

( રાગ રસીયા મુને જાવા દીજે. )

હાંરે કોઇ પુરૂષ સુગંધી લીજેરે, કોઇ પુરૂષ સુગંધી લીજે,
જાઇ જુઇને મોગરો મરવો, ગુલાબ ગુલ્લાલા લીજેરે—કોઇ પુરૂષ
રસમાં રસીયા, ભ્રમર અતીશે, કમળ સુવાસી અતીશેરે-કોઇ પુરૂષ.
છેલ છોગાળા હોય જે બારી, તે મુલ મુજને દીજેરે-કોઇ પુરૂષ.

મદન—( બારીયેથી ) એ માલણ આવ! જોઉં તારાં ફુલો કેવાં છે!

લીલાવતી-લેવાં હોય તો નીચે આવો! હું કંઇ ઉપર આવવાની નથી

મદન—( તેનું રૂપ જોઈને ) ગાયન.

( રાગ, વૈદર્ભી વનમાં વલવલે; )

કેવી દીસે આતો સુંદરી, પુછું એને હું વાત,
વદન મનોહર એહનું, બાલણ કેરી એ જાત-કેવી દીસે આતો સુંદરી.
વેચે છે ફુલ ફરી ફરી, હશે એનું શું સુખ;
પરણ્યા વગર આવી પ્રેમદા, થાય જનમારો ધુળ-કેવી દીસે આતો.
મુલ પુછું એના પુષ્પના, લઉં થોડાં હું આજ;
લાલચ દઉં બોલાવાને, જોઉં સુધરે છે કાજ- કેવી દીસે આતો સુંદરી

મદન—ઓ, ફુલવાળી; લાવ, જોઉં, તારાં ફુલો કેવાં છે !

લીલાવતી—તમારાથી એ નહીં લેવાય ! ! અને મુલ પણ નહી પ
રવાય, એ તો મોટાં લોકને કામનાં ફુલ છે, તમે શું લેવાના હતા?

મદન— ગાયન.

ફુલ વાળીરે, ફુલ લેવાં છે મારે, પુછું મનમાં મને કોણ વારે;
તારા ફુલની રે શું છે કીમ્મત ભારે, લઉં એવાં હું વારે વારે.

ઝુલ.

છું મોહ્યો કેરો તન, તું શું સમજે છે મન;
તું માગે તે આપું ધન, તારે ... કરી કરું પરસંન—ફુલવા.

લીલાવતી—શું કહુંજીરે, ફુલની કીમ્મત ભારે,
નહીં ... એ વારે વારે;
કોઈક રસીયારે, એ ફુલ લેવા વારે;
તમે શું લેશોરે, ... મહણું ભારે

ઝુલ.

મારાં ફુલ ઘણાં છે મોઘાં, નહીં મળશે એવાં સોઘાં;
નથી એ કંઈ બાવાના ઓઘા, તમે લેનારરે હાથ કરી જો સોઘા.

મદન—લે આ વચન, હવેથી તારા સીવાય આ દુનીયાની તમામ સ્ત્રીઓ મારે મા બેન. બરાબર છે, બોલ હવે કાંઇ ?

લીલાવતી—હું રાખું ત્યાં જવુ પડશે,

મદન—કબુલ,

લીલાવતી—હુ મોકલુ ત્યાં જવુ પડશે,

મદન— હા,

લીલાવતી—તુમે પાછળથી પસ્તાસો ? વેસ્યા યાદ આવસે ? માટે મને મારે જવા દો, તમારો ... બરેલાં. તમે તમારી ઘરની સ્ત્રીના નહી થયા. વેસ્યાના નહીં થયા, તો પછી મારા શી રીતે થસો. વલી કોઇ મારાથી સારા મલશે, એટલે વલી તેના થઇ જસો, માટે મને માફ કરો અને જવા દો ?

મદન— ગાયન.

( રાગ મદનનું સર ઘણું કાંઇ )

વદન મનોહર તારું, પ્રેમ પ્રીયા વદન મનોહર તારું. ( ટેક )
ગાલ ગુલાબની નજુતી કરતા, દેખી મન ... તો છે મારૂ—પ્રેમી પ્રીયા,
મૃગ લોચન સમ આખડી તારી, નાક કિસુંકરતું પ્યારૂ—પ્રેમી પ્રીયા વ-
જુગલ ગીરી સમ, સોભે ઉરપર, પયધર પ્રેમને સારૂ—પ્રેમી પ્રીયા
કદલી સમ તુજ જંગ બીરાજે, કટી કેસરી પરવારૂં —પ્રેમી પ્રીયા વ,
અધરા અતનું પાન કરાવી, માન કહ્યું તું મારૂ—પ્રેમી પ્રીયા વદન મ-

લીલાવતી—અરે ? આમશુ કરોછો આઘા રહો ? કોઇ દેખસે ! !

મદન—તારા ફુલની કીમ્મત શું છે તે તો કહે ?

લીલાવતી—( આંખ મારીને ) તમે લીધુ ?? એ તમારાં કામનહી ?

મદન—તું કીમ્મત તો કે ?તારા બધાએ ફુલ લઇશ;

કુંદકલા—(આવે છે) ફુલ લેતાં તે કેટલી વાર; આ માલણુવો વળી કોઇ નવી જણાય છે,

તારા ખોટી નંખાવું કામ;—
મદન—તને કોણે બોલાવી આજ,—વહાલી વહાલાને આવીર; „
ફુલ લેવાં મારે, તારૂં શું જાય;— „
જેવા ફુલ તેવું હોય મુલ;— „
વચ્ચે આવી ઉભી જાણે સુળ;— „
નહીં સમજે તું ફુલની જાત;— „
જાણે માલણ તે ફુલની વાત— „
લીલાવતી-લ્યો, આ ફુલ, લાવો મોરી,
કુંદકળા—(લીલાબ્હેને ઘરમાં જાય છે) જાઓ એ માલણને ત્યાં.
મદન—પણ તમારો વિચાર શું છે. તે તો કહો,
લીલાવતી—ઘરમાં જાઓ ઘરમાં, વેસ્યા વડસે, તમારાથી શું થવાનું હતું.
મદન—એમ કેમ બોલોછો,
લીલાવતી—તમે વેસ્યાના વેચાણ છો માટે,
મદન—ના ના,
લીલાવતી—

ગાયન.
(રાગ ગીતી.)

વેસ્યા વ્હાલી તમને, પડીયા પરવસ, ખરે તમે આવી;
તમથી નવ બોલાયે, વેસ્યા શું કહ્યું, મન વિસે ભાવી.
ફુલની કામ્મત કેવી, ફુલ આપુ છું. તમપરથી વારી;
સમહી પેરાહું, પીતમ ચાલો, સાથ ખરે મારી.

મદન—

ગાયન.
(રાગ, જહાવો સીતમકુ)

દીધા કોણ આજે મેં તુજને ખરે,
બોલો હવે પાછો, શું કમેં હરે.

તજુ વેસ્યા આજે હવે નહી ગમે;
લાગ્યો પ્રેમ અગ્ની શી રીતે સમે,
આવું તારી સાથે હું તરે સહન,
રહુ હું સદા થઇ તારો મદન,

લીલાવતી–એતો ખરૂ, પણ તમે પરણ્યા છો કે નહીં !

મદન–તેનુ તમારે શું કામ છે !

લીલાવતી=સ્હેજ, જાણવાને પુછુંછું, ખરૂં કોની !

મદન=પરણ્યોછુ,

લીલાવતી=તમારી સ્રીનુ નામ શું !

મદન=લીલાવતી.

લીલાવતી=ત્યારે તમે મારે ઘેર આવો, અને કદાચ ત્યાં તે તમારી પરણીયેત સ્રી આવી પાહોચે તો,

મદન=તેની તારે શું ચીંતા !

લીલાવતી=ત્યારે વેસ્યા આવે તો !

મદન–આવે શું, આવેતો, માર લાતને કાડુ બારણે;

લીલાવતી=ત્યારે તમારી સ્રી આ વેસ્યા કરતાં રૂપવાન છે, કે નહી !

મદન–રૂંપવાન તો ખરી,

લીલાવતી–ત્યારે તેને છોડવાનુ કારણ !

મદન–કારણ કંઇ નહી,

લીલાવતી–ત્યારે તે બીચારી તો પરણીને ચોરજ :બની કેની ! તમે તમારી પરણીયેત સ્રીને તજીને આ વેસ્યાને ઘેર આવી રહ્યા ! અને વેસ્યાને તજીને મારે ઘેર આવવા તઇઆર થયા છો, તો વળી આથી કેરેતાં કોઇ અધીક રૂપાળી તમને મળી આવે તો તમે મારા વેતા પણ વાઓ ખાશોની ! માટે માફ કરો ?

તમે તમારે વેસ્યાને પેરજ રહો, મને તમારો વિશ્વાસ આ-
વતો નથી !

મદન=વળી આમ કેમ બોલે છે. તું કહે તેવા સોગન ખાઇને કેવા
તઇયાર છું કે તારા સીવાય હવે આખી જીંદગીમાં જો કોઇ
સ્ત્રી ઉપર નજર કરૂં તો મને ચાર હત્યાનું પાપ હવે
કંઇ છે ? ?

લીલાવતી=એતો ખરૂ, પણ હું જાણું તમારી સ્ત્રી લીલાવતી હોઉં અને
તમને પાછા તમારે ઘેર જાણું લઇ જાઉં તો તમે ખુશી
થાઓ ખરા.

મદન=ત્યારે તું શું લીલાવતી છે !!! (આશ્ચર્ય પામે છે)

લીલાવતી=હું તો જાણે માલણ છું, પણ કદાચ એવુ બને તો પછી
તમો શું કરો ?! વચન પાળો ખરા કે ?

મદન-મને હવે તું ખરેખરી વાત કહી દે, કે તું કોણ છે.

લીલાવતી=હું તો માલણ છું !

મદન=ના, ના, તું જુઠું બોલે છે, સાચે સાચુ કહી દે, મારા તપેલા
મનને અતિશે અધીરૂં નહી કર,

લીલાવતી=અરે ! ! પણ તમે તે કેવા છો, આમ જરા વાત કરી તે-
માં આટલા બધા અધીરા થાઓ છો; તો તે કરી તમારા
સાચું ખાવીને ઉભી રહું તો તમે મને પણ ભુલી જાઓ
ખરા, કેમ ?

મદન— ગાયન.

( રાગ: ગજલ. )

કહે નારી તું સાચું હવે, મને શાને તું તરસાવે;
તારી શી જાત છે સાચી, લીધો આવેશ શું આવે:
પડે છે મ્હોંમ ખરે મુજને કહું છું વાત હું તુજને;
કહે તું દીલ ખોલીને, હવે તલસાવ નહી મુજને,

લીલાવતી— ગાયન.

(રાગ, વણુજારો.)

કહું વાત હું પ્રીતમ મારા, તમે નેણુ તણાં છો તારાં;
તમે પ્રીત ખરી કરનારા, કહુ વાત હું પ્રીતમ મારા. ૧
તમ મુખ ચંદ્રસમ નિરખી, ત્યાર થકી હું મનમાં હરખી;
તમે ગુણનિધાં ગુણધારા, કહું વાત હું પ્રીતમ મારા. ૨
વેશ્યા જગત બધુ ઠગનારી, તે શુ થાય તમારી નારી;
પ્રીત સાચીના નહી ધારા, કહુ વાત હું પ્રીતમ મારા. ૩
તમે જાત વણીકની કહાવા, મન લોક તણાં લોભાવો;
થયા પરવશ કેમ અપાર, કહું વાત હું પ્રીતમ મારા. ૪
નાત જાત માતને નારી, કેમ બેઠા તમે વિસારી;
તજયા તાત તમે કેમ પ્યારા, કહું વાત હું પ્રીતમ મારા. ૫
જેથી બોક લાગે છે તમારી, તજે પ્રીત ઘડીમાં ભારી;
પ્રીત તણા શું એ ધારા, કહુ વાત હું પ્રીતમ મારા. ૬

મદન–પ્યારી ! બસકર, તારા મામિક વચનોથી મને ઘણો પસ્તાવો થાય છે ! પણ શું કરૂં, હવે કંઇ ઉપાય નથી ! ?

લીલાવતી ચાલો ત્યારે આજ તો હું જાઉ છુ, કાલે પાછી આવીશ; માફ કરજો શેઠજી.

મદન— ગાયન.

( રાગ, થવાનુ તે થાય સમઝ મન )

અંતર મુજ અકલાય સલુણાં. અંતર મુજ અકલાય; (૨)
મદન હૃદયમાં ઘાવ કરે છે, સી રીતે સેવાય=સલુણા અંતર
રસીક પ્રાણ, તુજ સારૂ આજે, મન મારૂં મુઝાય=સલુણી :અંતર
હૃદય વિસે અકલામણુ થાય, શા રીતે કેવાય,=સલુણી અંતર
જાવા નહીં દઇ તુજને આજે, થવાનુ તે થાય=સલુણી અંતર

મારા સમ છે તું જને નારી, મુકી મને જે જાય=સલુણી અંતર

લીલાવતી=તમારી વાત તો ઠીક છે, પણ મને મારા ધણી લડે અને કાઢી મુકે તો પછી કેમ કરવું, માટે હું તમને કહુ તેમ કરો તો બધી પંચાતી ટલે ?

મદન=સું કે છે બોલ તુ જે કેતે કરવા તઇયાર છું;

લીલાવતી=ગામમાં કોઇ સારૂ મકાન ભાડે રાખો ત્યાં આપણે સુખેથી રહીશુ અને કોઇના પીડા પણ નડસે નહીં.

મદન—એ વાત તે ઠીક કહી એમ કરવામાં મને પણ કશી હરકત રહેશે નહીં ચાલો ત્યારે હું મકાન રાખુ છું તું મને કયાં મલશે,

લીલાવતી—હું જરા જઇને પાછી, તમે કો તે ઠેકાણે આવું.

મદન=પેલી સામે પાનવાળાની દુકાન દેખાય છે, ત્યાં હું ઉભો રહીશ, પણ તું વ્હેલી આવજે હો ? ? જો વાર નહી થાય,

લીલાવતી—ઘર રાખો, તેની સાથે વાસણ કુસણ અને બીજો જે જે સામાન ઘરમાં જોઇએ, તે પણ લાવજો.

મદન—અરે, એતો બધું હું હવડા તઇયાર કરૂંછું.

લીલાવતી—ત્યારે હું જાઉંછુ, ( લીલાવતી જાય છે )

કુંદકળા—( ઉપરથી ) કેમ તમારાં ફુલ લેવાયાં કે નહી, ચાલો ઉપર આવો, એ રાંડ તો ગુઇ છે.

મદન—તેતો ગઇ, પણ તું તેને ગાળ શા વાસ્તે દે છે,

કુંદકળા—ઓહો, તમને તો તેનુ બહુ દુઃખ લાગે છે ને, કંઇ લાડવો બતાવી ગઇ કે શુ ?

મદન—અમે તેમ છે, હવે જવાદે એ વાત, મારે તો આજે બ્હાર જવું છે, ઘણા દીવસ થયા ઘેર ગયો નથી, માટે જરા જઇ આવું,

કુંદકળા—બેસો, બેસો, કંઇ જવું નથી, આજે નહીં કાલે જજો,
મદન—( ગુશામાં ) એટલે, હું કંઇ તારો વેચાણ બેચાણુ કે મ
તું રોકે છે, ( એમ કહીને જાય છે )

---

## પ્રવેશ ૬ ઠો.

### સરીઆમ રસ્તો.

કમળા—કેમ ભાભી સહી કે શીયાળ,
લીલાવતી—અરે, સહી, સીયાળ તે હોય કે! હવડે થોડીવારમાં તમારા ભાઇ પેલા પાનવાળાની દુકાને આવશે ! ! તે ઘર ભાડે રાખવા ગયા છે ?
કમળા—કેમ વળી ભાડાનું ઘર શા વાસ્તે, આપણું આવડું મોટું ઘર છે, તે મુકીને.
લીલાવતી—હજુ ભેદ ખુલ્લો નથી કરયો, માટે થોડા દીવસ અહીંયા રહીને પછી, ભેદ ખુલ્લો કરીશ.
કમળા ઠીક ત્યારે, માગથી તો ત્યાં નહી રહેવાસે કેમ,
લીલાવતી—તમે ઘેર જાઓ, સસરાજીને, અને સાસુજીને આ વાતની ખબર આપો, અને પછી કાલે મને મળવાને મસે, તમારે આવવુ, અને ખરી વાત પ્રગટ નહી કરવી.
કમળા—ઠીક ત્યારે હુંતો જાઉછું.
લીલાવતી—હા જાઓ અને કે જો, કે કંઇ ફીકર કરશો નહી,
કમળા—વારૂં તેતો હું કહીશ પણ તે મને કેશેકે ભાભીને મુકીને કેમ આવી ત્યારે હું શું જવાબ દઇશ !
લીલાવતી—કેજો કે આમ કરવાનુ કારણુ હતુ માટે.

( કમળા જાય છે )

મદન—( આવે છે ) ચાલો ત્યારે પેલી સામે હવેલી દેખાય છે, તે ભાડે રાખી, અને આપણે જે જોઇએ તે સઘળુ ખરીદી અંદર મુકી તાળુ દઇને આવ્યો

લીલાવતી—ચાલો ત્યારે પણ એકાદ ચાકર કે પછી : દાસી જોઇશું તેનું કેમ કરીશું,

મદન—તે ગખી લઇશું પછી કંઇ છે?

લીલાવતી—ચાલો ત્યારે.

મદન—હા ચાલો, ( બન્ને જણા જાય છે )

લીલાવતી—( જતાં જતાં ) ( સ્વગત ) એટલે સુધીતો ઇશ્વર કૃપાથી કામ પાર પડ્યુ છે, હવે તો ઇશ્વર કરે તે ખરૂ, આકાશ સામુ હાથ જોડીને ) હે જગનિયંતા, હે સચરાચર. સર્વે વ્યાપક તમે સર્વના અંતરયામી છો તમારાથી કશું અજાણ્યું નથી જલ ત્યાં સ્થળ અને સ્થલ ત્યાં જળ તમે તમારી શક્તીથી સેહેજ વારમાં કરી શકો છો; માટે હે જગનિયંતા પ્રભુ તમે મને મારા કામમાં સંપુરણ સ્હાય કરશો, એવા આ દાશીની પ્રાર્થના છે.

મદન—ચાલો, ચાલો. આમ છેક ધીમે ધીમે કેમ ચાલો છો, ( બંન્ને જણા જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

પ્રતાપચંદનુ ઘર.

ગુણવતી—સાંભળો છો કે સાંજ પડવા આવી તો પણ છોકરી કે વહુ કોઇ હજુ કેમ નહીં આવ્યા હોય !

પ્રતાપચંદ—આવતાં હશે.

કમળા—( પ્રવેશ કરીને ) હસ્તા હસ્તા, ફામપાર, ફામપાર !!!
ગુણવંતી—શું ભાઇને તેડી લાવ્યા ???
કમળા—હા,
પ્રતાપચંદ્ર—ક્યાં છે ?
ગુણવંતી—કમળા? ભાઇ ક્યાં છે, તું એકલી કેમ આવી, તારી ભાભી ક્યાં છે ?

કમળા— ગાયન.

( રાગ, વનચર વીરા વધામણી. )

માતા, પીતા, તમે સાંભળો ! કહું વાત હું આજે;
ગુણ વખાણુ ભાભી તણું, ભાગ્ય ભગાયા સુરાજે, માતા પીતા.
માળણ થઇને તે સંચરી, વેસ્યા વાડાની માંહી;
ફુલ વેચ્યાં ત્યાં ફરી ફરી, ભાઇ રહેતાતા જ્યાંહી. માતા પીતા,
ભાઇ મોયા જોઇ રૂપને, આવ્યા છે એની સાથ;
ભાડે રાખીને હવેલીમાં, બન્ને રહે છે સંગાથ. માતા પીતા,
મુજને કહ્યું તમે જઇ કરી, કેજો સઘળી આ વાત;
ફીકર કરે નહી તે ખરે, ઘરમાં માતને તાત. માતા પીતા,

પ્રતાપચંદ્ર—વહુ હોંસીયાર તો ખરી,
ગુણવંતી—ત્યારે તમે એને શું જાણો છો,
કમળા—બા, એતો બહુ જબરી. હો, મારી તો હીમ્મતે નહી ચાલે અને એ તો ખાસી માલણ બનીને વેસ્યા વાડમાં ગઇ,
ગુણવંતી—ત્યારે તુ ક્યાં ગઇતી, સાથે ગઇની કે નહીં,
કમળા—નારે બા, મને તો ભાભી આઘે ઉભી રાખીને ગયાંતાં, પણ હું ત્યાં ઉભી ઉભી બધુ જોતીતી ખરી.
ગુણવંતી-ત્યારે તું સાથે નોહતી કેમ ?
કમળા—ના, બા, હું તો આઘે ઉભીતી,

પ્રતાપચંદ્ર—ત્યારે તને બધી ખબર કેમ પડી ?
કમળા–ભાઇને ઘર ભાડે લેવા મોકલી, ભાભી મારી પાસે આવી ને બધુ કહી ગઇ.
ગુણવંતી–ભાઇએ તારી ભાભીને ઓળખી નથી કે ?
કમળા—ના, એ તો હજુ માલણજ જાણે છે ?
ગુણવંતી —એમકે, ત્યારે એ ભેદ ક્યારે ભાગશે,
કમળા—તે તો ભાભીએ કહ્યુ છે કે થોડા દીવસમાં એ ભેદ ભાગીને આપણે સઘળાં ભેગાં મળી શું,
પ્રતાપચંદ્ર—ઠીક છે, જે ઇશ્વર કરે તે ખરૂં,

---

## પ્રવેસ ૮ મો

### મદનની ભાડે રાખેલી હવેલી.

લીલાવતી–પ્રાણનાથ, આપના પ્રતાપથી, હુ ઘણી સુખી થઇછું પણ આજે મને બાહાર જવાની રજા આપશો,
મદન—ક્યાં જવુ છે !
લીલાવતી–મારી એક નાનપણની બેનપણી છે તેને મળવા જવું છે,
મદન–તે ક્યાં રહે છે, અને સી ન્યાત છે ? તેનો કહે,
લીલાવતી—તેતો વાણીયા છે, અને ખાનદાન કુટુંબના છે, પણ તે બીચારાં દુખી થઇ ગયા
મદન–શા કારણથી દુઃખી થઇ ગયા છે,
મદન–શા કારણથી દુઃખી થયાં છે,
લીલાવતી–મારે જેની સાથે બેનપણાં છે, તેનુ નામ લીલાવતી છે. તેનો ધણી ઘણોજ નઠારી ચાલનો અને વેસ્યાગામી છે જેથી તે બીચારી રાત દાહાડો ઝુરયા કરે છે, તેમજ તેના સાસુ

અને સસરો પણ બીચારાં ભલાં માણસ છે, અને તેની એક કમળા કરીને નણુંદ છે, તે તો મારી સાથે બહુ માયા રાખે છે, માટે હવડાં મળીને પાછી આવુછું.

મદન—(મનમાં) આ વાત તો માગીજ કરે છે, પણ આગળ શું થાય છે, તે જોવું તો ખરો, (ચાકરને) ઠીક છે જઇ આવો. (એટલામાં કમળા આવે છે, પણ વેશ માલણનો છે જેથી મદન ઓળખતો નથી )

લીલાવતી—આવો બેન સારાં તો છો,

કમળા—હા, બેન તમે તો સારાં છે, લો આ શેઠને માટે ગજરો ( મદનને સારૂં ગજરો આપે છે )

લીલાવતી—લો, આ ગજરો, આ મારી નણુંદ છે તે તમારે સારૂ ગજરો લાવી છે

મદન—બહુ સારૂ, (કમળાને ) તમારૂં નામ શું.

કમળા—મારૂં નામ કમળા છે ભાઇ, તમારૂં નામ શું. હું તો ભુ-લી ગઇ,

મદન—મારૂ નામ મદન, ઓહો, ત્યારે તમે તો નગર સેઠના દી-કરા, મને ઓળખો છો કે ભાઇ.

મદન—મેં તમને કોઇ વાર જોયાં હોય એમ લાગે છે, ખરૂં કારણ મારી બેનનું નામ પણ કમળા છે, અને તેના ને તમારી સીકલ બરાબર મલતી આવે છે;

કમળા—એમકે, ત્યારે હુંજ તેનો નહી હોઉં,

મદન—ના, ના, તે બીચારી અહીંયા કયાંથી આવે.

( એમ કહીને નિસાસો નાંખે છે.)

લીલાવતી— ગાયન.

( રાગ કાંઇ કાહાવાન કણ )

શાને થાવ ઉદાસ, વ્હાલા મારા, શાને થાવ ઉદાસ,

મનહર મુખડું શીં કરમાયુ, બેઠી છું હું પાસ, વ્હાલામારાશાને,
અંતર માંહી શી ચીંતા છે, કહોની વેગે પ્રકાશ. વ્હાલામારાશાને,
દુખ તમારે શું છે વ્હાલા, કરું હુ વેગે નાશ, વ્હાલામારાશાને,
સાંભરે છે શું વેશ્યા તમને, કે કંઇ બીજુ ખાસ. વ્હાલામારાશાને,
મારા સમ મુજને નહીં કાતો, વ્હેક છે પ્રીતાભાસ, વ્હાલામારાશાને,

મદન—હું શું કહું મને આજે મારા ઘરનાં સાંભરડાં જેથી મન સ્હેજ ઉદાસ થયું તેમાં વળી આ તારી નણંદ કમળાનુ રત્ન રૂપ અને મારી બેનનું રૂપ મળતાં આવવાથી તે સાંભરી આવી બીજુ કંઇ નથી;

લીલાવતી-ત્યારે હું જે તમને હવડાં વાત કરતી હતી તેજ કમળા તમારી બેન! ! ત્યારે તો લીલાવતી તમારી સ્ત્રી થાય?

મદન—હા ( નીસાસો નાખે છે. )

લીલાવતી—ત્યારે તે બન્ને અહીયાં આવે તો તમે ઓળખો ખ-રા, કે,

મદન-કેમ નહી ઓળખું જરૂર ઓળખું,

લીલાવતી-ત્યારે તમો તમારે ગેર જવા રાજી છો ?

મદન—તને મુકીને હુ કોઇ જગ્યાએ જવાને રાજી નથી,

લીલાવતી -ત્યારે કહાય, એમ હોય, કે આ કમળા, ( કમળાને બ-તાવીને ) તમારી બેન હોય, અને હુ ગણો તમારી સ્ત્રી લી-લાવતી હોઉ, તો તમે શું કરો.

મદન—અરે એવુ તે ક્યાંથી હોય, અને જો એમ હોય તો પછી મારા જેવો આ દુનીયામાં સુખીયો પણ કોણ.

ગાયન.

( રાગ, જાવાદે છેલા આડી થઇ છે વાર. )

એવું તે ક્યાં થકી હોય, હો, વ્હાલી મારી, એવું તે ક્યાં થકી હોય;

મુજ અંતરમાં, આગ બળેછે, ઉપર મનડુ માગ, હો વ્હાલી મારી.
હું તુજને, પોતા કોણ મારા, એની ક્યાં અડીયા હોય. હો વ્હાલી.
વેશ્યા પ્રિતીથી, વિશેષ બગાડ્યો, માન પીતા મનમાંય; હો વ્હાલી.
હું નવ સમજ્યો, અંતરમાંહી, આગરું મારો જાય; હો વ્હાલી મારી.
હવે શું મળશે, તે સૌ મુજને, એવું તે ક્યાથી થાય. હો વ્હાલી.

( લીલાવતી કમળાને ઇસારત કરે છે એટલે તે વેશ બદલે છે.)

લીલાવતી—પ્રાણનાથ, હવે હું તમારા મોડા આગળ મારી વાત છુંપાવીને તમારું અંતઃકરણ દુઃખાવવા માગતી નથી, ( એમ કહી ઉપરનું લુગડુ જે દક્ષણી પેહેરેલું હતું તે કાઢી નાખે છે .

મદન—અરે!! આશું !!! હું શું જોઉં છુ, સ્વપ્નુ કે સાચી વાત!! આતો લીલાવતી!( કમળા પ્રવેશ કરે ) આશ્ચર્ય પામે છે).

કમળા—મોટાભાઇ શું વિચારમાં પડયાછો.

મદન—અરે!! આ કોણ ! !! વ્હાલી બેન કમળા !

કમળા—હા ભાઇ એતો હુંજ ( બાઝી પડે છે ) અને આ મારી ભાભી લીલાવતી, ચાલો હવે ઘેર.

લીલાવતી—પ્રાણનાથ, માફ કરજો, મારાથી કંઇ વધારે બોલાયુ હોયતો.

મદન—પ્યારી, પણ હું જાગુછું કે ઉંઘુ છું, તેની મને ખબર નથી. શું તુંજ સાચે સાચી લીલાવતી, અને આ મારી બેન કમળા. શું તું માલણ નહી ! !

લીલાવતી—ના સ્વામીનાથ હવે હું માલણ નથી પણ તમારી દાસી લીલાવતી છું.

ગાયન.

( રાગ, પ્રાણનાથ પ્રાણનાથ પ્રાણનાથરે. )

સ્વામીનાથ સ્વામીનાથ, સ્વામીનાથરે,

વાત કહુ આજ ખરી, સ્વામીનાથરે;
વેસ્યા પ્રીતી માટે તમે, સ્વામીનાથરે—સ્વામીનાથ સ્વામી૰
દુખી ગયાતા, પ્યારા મારા સ્વામીનાથરે;
તેથી મેં આ સોગધરીઓ, સ્વામીનાથરે,—સ્વામીનાથ સ્વામી૰
હવે પધારો, આજ જઇએ. સ્વામીનાથ;
ઘેર જઇ સૌ સુખી થઇએ (૨) સ્વામીનાથરે.—સ્વામીનાથ સ્વા

કમળા—મોટા ભાઇ હવે જે થવાનુ હતું તે થઈ ગયું હવે તેનો સોચ નહી કરસો, ચાલો હવે ઘેર બાપા અને બા તો બીચારાં સુકાઇને અડધાં થઇ ગયાં છે.

મદન-પણ બાપા મને કંઇ કેસે ત્યારે,

કમળા—તમને એક શબ્દ પણ નહી કે, પછી કંઇ.

લીલાવતી=પ્રાણનાથ, તમને કોઇ પાસુકન કેવાનુ નથી, એ બાબતમાં તમે ખાત્રી રાખજો.

મદન=ઠીક ત્યારે ચાલો, પણ પ્યારી; તારા જેવી નારી જો મને નહી મળી હોત તો મારો જનમારો તો વૃથાજ ગયો હતો.

ગાયન.

( રાગ દુઃખ હરના થઇ દુ;ખ કેમ આલો )

દુખ પડયું મુજ સાર પ્યારી, સહજ કીધુ તે ભારીરે—દુખ પડયુ
માત પીતા દુખીયાં બહુ દેખુ, શું કહું તુજને વ્હાલીરે-દુખ પડયુ
હું નવ સમજ્યો મીત્ર નઠારા. સીખ ન માની સારીરે=દુખ પડયુ
વેસ્યા કેરાં પ્રીતી કરતાં. આખર ગઇ સૌ મારીરે=દુખ પડયુ

લીલાવતી—હસી. હવે ગઇ ગુજરી સંભારી નકામાં મનમાં હલેવુ ઊત્પન કરવો નહી ! જે બનવાની હતી તે બની ગઇ, હવે કંઇ છે !

કમળા—મોટા ભાઇ હવે બીજી બધી વાત જવાદો, અને ઘેર ચાલો,

કારણ તમે ગયા ત્યારથી આ તો અનાજનો દાણો પણ ખાતી નથી.

ન—ચાલો ત્યારે. ( ત્રણે જણા જાય છે )

---

## પ્રવેશ ૮ મો

### પ્રતાપચંદની હવેલી.

ગુણવંતી—મેહુ સાંભળો છો કે, કમળા ગઇ તે હજુ કેમ નહી આવી !

પ્રતાપચંદ—હવડાં આવશે. તું કે તો મુનીમને મોકલીયે;

ગુણવંતી હા, મોકલો તો સારૂ, વહુ હોસીયાર તો બહુ હો ! !

પ્રતાપચંદ-લો એ લોકો તો આવ્યા ! ! ત્રણે જણા આવે છે )

ગુણવંતી=( મદનનાં ઓવારણાં લે છે ) ભાઇ સારો છે !

પ્રતાપચંદ—ભાઇ મદન, જે બનવા કાળ તે બની ગયું, મનમાં કંઇ ગભરાતો નહી.

મદન—પીતાજી મે આપનો બહુ અપરાધ કરયો છે, મને માફ કરો.

ગુણવતી—કંઇ નહી ભાઇ હોય; એતો ગ્રહની પીડા હતી, તે તેણે ભોગવાવી, હવે સૌ સારા વાના થશે, ( લીલાવતીને ) આવો વહુ આમ બેસો ! હમારે તો ખરેખરા તમારો ઉપગાર માન વાનો છે,

પ્રતાપચંદ—કુળવાન માણસો તે એવાંજ હોય ! શાબાસ છે. લીલાવતી તને, અને તારા માત પીતાને, વહુઓ તો દુનીયામાં જેને મળો તેને આવી જ મળજો, કે જેને પોતાના કુળની, અને પોતાના પીતાના કુળની ખરેખરી લાગણી હોય.

મુનીમ=( મદનને ) કેમ છે મદનભાઇ સારા તો છો !

પ્રતાપચંદ=(મુનીમને) આપણે આજે ગામમાં સાકર વેહેચાવો !

મુનીમ—બહુ સારૂ, બજારથી લાવી વહેંચાવી દઉંછું.

( સાકર વ્હેંચાય છે તેમ તેમ લોકો મળવા આવે છે )



## સર્વપાત્રો.

### ગાયન.

( રાગ વિનતી ધરજો ધ્યાન જન સહુ. )

પ્રીતે પ્રભુ ગુણ ગાવ, સજનો, પ્રીતે પ્રભુ ગુણ ગાવ. (૨)
વણીક જાતી. વેસ્યા વમળથી. છુટયો મન હરખાવ: સજનો પ્રીતે
સોબત સારી. સૌજન કરજો. નહીંતો પડસે ઘાવ=સજનો પ્રીતે૦
મીત્ર તમારા, હોય નઠારા. તોતો દુખીયા થાવ:સજનો પ્રીતે૦
પરણો નારી. પ્રીતે સારી. કુલવંતી ગુણભાર—સજનો પ્રીતે૦
નાનપણામાં સુત સુધારો, ભરજો સદગુણ ભાવ=સજનો પ્રીતે૦
ધર્મ તણો શુભ પંથ બતાવી. બેસાડો નિતીનાવ=સજનો પ્રીતે૦
નાટક રૂપી આ દુનીયાં છે. પ્રીતે પ્રભુ પદ સાવ.—સજનો પ્રીતે૦
સાર સજ્જન સહુ. અંતર લેજો. શેઠ. રંકને રાવ.—સજનો પ્રીતે૦
ધીરજથી ગુણ ગ્રાહી થઇને પદ પ્રભુને જાવ.—સજનો પ્રીતે૦

### સમાપ્ત.

### દોહરો.

ધીરજથી સૌ વાંચીને, લેજો મનમાં સાર;
રચના છે કલ્પીત ખરે. પણ નિતી ગુણ ધાર.
જગતના પ્રભુનું, કરજો સૌ જન ગાન;
શુભ નામના ગ્રંથથી; મળસે નીશ્ચ માન.



